સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી: વર્ષ ૨ : ક્રમાંક ૪

# બૂઝાતો દીપક

: : ભાગ પહેલો : :

અનુવાદક : કકલભાઈ કોઠારી

મોગલોનો તાજ લૂંટાયા પછી અને આ ભારતવર્ષનો કંપની સરકારે કબજો લીધા પછી, છેલ્લા બાદશાહ બહાદુરશાહ અને તેના કુટુમ્બીઓને જે ત્રાસ અને દુર્વ્યવહાર સહવા પડ્યા છે તેનો દર્દભર્યો વૃત્તાન્ત આ પુસ્તકમાં છે. બાદશાહના સુકુમાર સંતાનો કેટલાય દિવસો સુધી જંગલોમાં ભટક્યા, લૂંટારાઓને હાથે લૂંટાયા, ગામડાંઓની ખેરાત ઉપર નિર્વાહ કરતા થયા અને એ બધાં દુઃખ પછી, નિર્દોષતાના પુરાવા અને વફાદારીના વચનો આપી, પાંચ કે દશ રૂપિયાની જીવાઈઓ પામ્યા—એ બધી કથાઓ દિલવાળા આદમીની આંખમાંથી આંસુઓ વહેવડાવનારી છે

મૂલ્ય ૭ આના

સૌરાષ્ટ્ર

એટલે

સૌરાષ્ટ્રની જનતાનો અવાજ

સૌરાષ્ટ્રના સુખદુઃખનો સાથી

સૌરાષ્ટ્રનો અડગ સેવક

*

સૌરાષ્ટ્ર

જેટલો વિશેષ પ્રચાર પામે છે

તેટલી સૌરાષ્ટ્રની પ્રજાની

તાકાત વધે છે.




સૌરાષ્ટ્ર કાર્યાલય

રાણપુરઃ કાઠિયાવાડ

## 'સૌરાષ્ટ્ર'નાં પ્રકાશનો

*

### પ્રથમ વર્ષ

કુરબાનીની કથાઓ
ડોસીમાની વાતો (સચિત્ર)
એશીઆનું કલંક (સચિત્ર)
મરણીયું આયરલાંડ
મહાત્માઓના ચરિત્રો
રાણા પ્રતાપસિંહ
રસધાર ભાગ ૧ લો
રાજ મુગટ

*

### દ્વિતીય વર્ષ

રાજા રાણી
રસધાર. ભાગ રજો
બે બાલ-નાટકો
બુઝાતો દીપક
રાજપુતાનાનાં આંસુ
ક્રાન્તના નાટકો

### અન્ય પ્રકાશનો

દરબારશ્રી ગોપાળદાસ
મહાત્માજીના પત્રો
રાસ તરંગિણી

મળવાનાં સ્થળો.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર . રાણપુર.
વર્ધમાન એન્ડ સન્સ પાયધુની મુંબાઇ ૩.
એલ કે. મેઘાણી ૧૪, અમરતલા, કલકત્તા
રાષ્ટ્રીય સાહિત્ય મંદિર : રાજકોટ.

# બુઝાતો દીપક

: : ભાગ પહેલો : :

અનુવાદક : કકલભાઈ કોઠારી

પ્રકાશક : અમૃતલાલ દલપતભાઈ શેઠ,
સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુર કાઠિયાવાડ.

ગયા વર્ષની કોકાનાડાની મહાસભા પહેલાં સપ્ટેમ્બર માસમાં દિલ્હીમાં મહાસભાની ખાસ બેઠક થયેલી, ત્યારે હું દિલ્હી ગયેલો. ત્યાં આ પુસ્તક પ્રથમ હાથ લાગેલું, તેમાં આપેલી મોગલ રાજ-વંશીઓની દુઃખકથાઓ ફરી ફરીને સજળ નયને વાંચતાં વાંચતાં જ, સૌરાષ્ટ્રના વાચકોને એ વંચાવવાનો મનોરથ બાંધેલો. એટલે આ કથાઓ, 'બુઝાતા દીપક' તરીકે સૌરાષ્ટ્રમાં કકડે કકડે પ્રગટ થઈ, અને આજે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થાય છે.

એના અનુવાદક સૌરાષ્ટ્રના તંત્રીમંડળના ભાઈ કકલભાઈ કોઠારી છે સળંગ પુસ્તકના લખનાર તરીકે તે ગુજરાત સમક્ષ પહેલી જ વખત રજૂ થાય છે સૌરાષ્ટ્રના વાચકોને સૌરાષ્ટ્રમાં તેમનું લેખન નિયમિત મળ્યા જ કરે છે.

'બુઝાતા દીપક'ના આ પ્રથમ ભાગ પછી, એટલી જ અને એવી જ કરુણ કથાઓનો બીજો ભાગ, સૌરાષ્ટ્રમાં એ વાતો આવી ગયા પછી, પુસ્તક રૂપે બહાર પડશે.

આ પછી પણ, મોગલોના પતનકાળનું સાહિત્ય પ્રગટ કર્યે જવાની મારી ઉમેદ છે. એ સંબંધમાં, ઉર્દુમાં અને હિન્દીમાં અને અંગ્રેજીમાં, જુદા જુદા સ્વરૂપોમાં કેટલુંય સાહિત્ય તૈયાર છે. હજી સુધી એમાંનું ઘણુંય ગુજરાતીમાં નથી દેખાયું. એ બધું, નવા જ રૂપમાં, ધીમે ધીમે અમારા પ્રકાશન વિભાગ તરફથી પ્રકાશમાં મૂકીશું.

૧૦-૧૦-૨૪ અમૃતલાલ દલપતભાઈ શેઠ.

# નિવેદન

હિન્દુસ્થાનના છેલ્લા બે હજાર વર્ષના ઇતિહાસમાં સૌથી વિશેષ પ્રકાશ મોગલ-સમય ઉપર પડયો છે, અને તેમાં યે મોગલ સામ્રાજ્યના પતન-કાળ ઉપર તો અનેક દેશી અને વિદેશી અભ્યાસીઓએ વિગતવાર ચોક્કસાઇપૂર્વક ખૂબ લખ્યું છે પણ જે કથાયમાંથી ન મળી શકે એવું આ પુસ્તકમાં છે છેલ્લા સમ્રાટ બહાદૂરશાહ અને તેમના કુટુમ્બના અતિ નિકટના પરિચયમાં રહેનારના દૌહિત્ર શ્રી ખ્વાજા હસન નિઝામીએ, આ બધી વાતો, તેના નાના અને મા પાસેથી સાભળી ઉર્દુમા પ્રસિદ્ધ કરી છે તેની હિન્દી આવૃત્તિને આધારે આ ગુજરાતી અનુવાદ થયો છે. એટલે આમા, મૂળ લેખકના બહાદૂરશાહના કુટુમ્બ સાથેના પરિચયને પરિણામે, જે જે અદરની વાતો આવી છે, તે બીજા કોઇને મળવા સભવ નથી એ છતા, આ પુસ્તક માહેના ચિત્રો એ ઇતિહાસ કરતાં, ઇતિહાસ ઉપર પ્રકાશ નાખે એવા ઐતિહાસિક કથાપ્રસગો વધારે છે

અનુવાદક

# બાદશાહ બહાદૂરશાહ

"...જહાંગીર પછીના બધા મોગલ શહેનશાહોના છેલ્લા દિવસો આંખમાંથી આંસુ પડાવે તેવા છે ..છેલ્લા નામના મોગલ શહેનશાહની કેદનું કરુણ બ્યાન સાભળવા જેવુ છે...મોગલ બાદશાહ બહાદૂરશાહ ૧૮૫૭ના બળવામા સામેલ હતો માટે, દીવાને ખાસમાં ચાર અંગ્રેજ અધિકારીઓએ તેનો ન્યાય કર્યો અને તેને રંગુનમાં જન્મ-કેદ રાખવામાં આવ્યો તૈમુર, બાબર, અકબર અને શાહજહાનના વંશજને, જ્યારે તે કેદમાં હતો ત્યારે, જે અમાનુષી વર્તણુકથી રાખવામાં આવ્યો છે તેનું કરુણ વર્ણન, ઇ સ ૧૮૫૮ના મે માસની અગીઆરમી તારીખે, લંડનના સેંટ જેમ્સ હોલમાં પાર્લામેંટના એક સભાસદે નીચે પ્રમાણે કરી બતાવ્યુ હતુ. 'હું તે અશક્ત અને વૃદ્ધ બાદશાહને મળ્યો છુ, પણ તેના રાજમહેલમાં નહીં; એક સડી ગયેલી ગંધાતી કોટડીમાં તે બિસ્તરા પર પડ્યો હતો તેની પાસે ઓઢવા માટે એક જૂની પુરાણી ફાટેલી ગોદડી સિવાય બીજું કાંઇ હતું નહી. મેં તેને જોયો, ત્યારે તેના ભૂતકાળના જીવનના

પ્રસંગો તેના મનમા ઘોળાતા હોય એમ મને લાગ્યુ બહુ મુશ્કેલીથી તે બેઠો થયો, અને તેણે પોતાનો હાથ મને બતાવ્યો તે રોગથી ખવાઇ ગયો હતો, અને તેના ઉપર માખીઓ ગણુગણુતી હતી એમ થવાનુ એક કારણુ એ હતુ કે તેને પૂરતુ પાણી મળતું નહી અત્યંત કરુણુ સ્વરથી તેણે કહ્યુ કે મને ખાવા મળતુ નથી આપણે જે વર્તણૂક તેના તરફ ચલાવીએ છીએ તે વિષે હુ કાંઇ મત આપતો નથી. પણુ માત્ર એક સવાલ પૂછુ છું કે આવી રીતે એક વખતના સુખી બાદશાહ પ્રત્યે વર્તણૂક ચલાવવી એ આપણુને છાજે તેવુ છે ?'' ઇ સ ૧૮૬૧ નવેમ્બરની સાતમી તારીખે રંગુનની જેલમાં બહાદૂરશાહ મરણુ પામ્યો, અને એ છેલ્લા મોગલ બાદ-શાહનુ મુડદું પણુ કાંઇ તોફાન કરી બેસે માટે, રાતના અંધારામા, ન મકાન પાસે જ દફનાવવામા આવ્યુ !''

['ધૂમકેતુ'. 'કુમાર' (ભાદરવો: ૧૯૮૦)]

# અનુક્રમ


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | બાદશાહ બહાદુરશાહ ... ... ... ... | ૧ |
| ૨ | બેહાલ શાહજાદો... ... ... ... ... | ૮ |
| ૩ | અનાથ રાજકુમાર... ... ... ... ... | ૨૪ |
| ૪ | રાજકુમારીની દુઃખકથા ... ... ... ... | ૫૫ |
| ૫ | બહાદુરશાહના એક સ્વજનની કથા ... ... ... | ૬૫ |
| ૬ | ભિખારી રાજકુમાર ... ... ... ... | ૯૫ |
| ૭ | એક રાજકુટુમ્બ ... .. ... ... | ૧૦૦ |
| ૮ | કુલસુમ જમાની બેગમ ... ... ... ... | ૧૦૫ |

# બુઝાતો દીપક



## (૧)

## બાદશાહ બહાદૂરશાહ



દિલ્હીના છેલ્લા બાદશાહનો સ્વભાવ સંસારવિરક્ત સાધુઓના જેવો હતો તેના સાધુ-જીવનનાં અને તેની સાધુ-મૈત્રીનાં કોઈ અનેક ઉદાહરણો દિલ્હીમાં અને ભારતવર્ષના બીજાં સ્થળોમાં અતિ પ્રસિદ્ધ છે દિલ્હીમાં તો અત્યારે પણ એવાં અનેક માણસો હયાત છે કે જેમણે ગોદડી પહેરી ભટકતા એ બાદશાહને પોતાના નયનોએ નિરખ્યો છે અને તેનાં ભજન-કાવ્યોને પોતાના સ્વ-કર્ણોએ સાંભળ્યાં છે.

બહાદૂરશાહ મહા ભક્ત હતો. દેશનો વહીવટ કંપની સરકારના હાથમાં હતો એટલે બાદશાહને ઈશ્વરભજન અને અદ્વૈત રંગથી રંગાયેલી કવિતાઓ અને ગઝલો ગાવા સિવાય બીજું કાંઈ કામ નહોતું. તેનો દરબાર ભરાતો, તેમાંયે ધર્મચર્ચા જ થતી બહાદૂરશાહ સ્વરચિત શેરો સંભળાવતો અને આખી સભા ભક્તિરસમાં તરબોળ બની જતી બહાદૂરશાહનાં કાવ્યો ઉપર અદ્વૈતભાવની અમર છાપ જણાતી. તેમાં પ્રભુ તરફનો પાવનકારી હુતાશ પણ જગતો તેમજ નિરાશા અને ઉદાસીનતાની ઊર્મિઓ પણ સ્પષ્ટ દેખાતી

બહાદૂરશાહ પોતાના શિષ્યો પણ બનાવતો જે માણસ તેનો શિષ્ય થાય તેને માસિક પાંચ રૂપિયા પગાર મળતો એટલે એ ધન લાલસાથી તેનો શિષ્ય સંપ્રદાય અતિ વિશાળ બન્યો હતો. ઘણા લોકોનું માનવું છે કે બહાદૂરશાહ પોતે હઝરત મૌલાના ફખ

સાહેબનો શિષ્ય હતો પણ એ બનવુ અતિ અસભવિત છે: કારણ કે મૌલાના સાહેબના સમયમાં બહાદૂરશાહ અતિ અલ્પાયુ હતો સંભવ છે કે મૌલાના સાહેબે તેને ગોદમાં લઇ ધર્મ દિક્ષા દીધી હોય મૌલાના સાહેબના પુત્ર મીયાં કુતુબઉદ્દીનને અને બહાદૂરશાહને અતિ ગાઢ સંબંધ હતો, તે એટલે સુધી કે બહાદૂરશાહે પોતાની પુત્રી કુતુબઉદ્દીન સાહેબના પુત્ર કાલે સાહેબ સાથે વિવાહમાં આપેલી.

બહાદૂરશાહને કેટલાયે સાધુ પુરુષો સાથે મહોબ્બત હતી મારા* નાના હઝરત ગુલામહુસેન અને બહાદૂરશાહ અતિ પ્યારા મિત્રો હતા મારા નાના વારવાર કિલ્લામાં જતા અને બહાદૂરશાહની ખાનગી સભાઓમાં ભાગ લેતા મારી માએ પણ ઘણી વખત બહાદૂરશાહને બોલતાં સાંભળેલો બાલ્યાવસ્થામાં મેં તેની પાસેથી દિલ્હીના છેલ્લા સમ્રાટની ખૂબ વાતો સાંભળેલી એ વાતો સાંભળી મારા દિલમાં તેને માટે ખૂબ ભક્તિ ઉભરાતી અને તેના કરુણ અંતને માટે મારી આંખે માંથી આંસુઓ સરી પડતાં ત્યારે તો મે બહાદૂરશાહ વિષે કઇ સાંભળેલુ નહીં કે કઇ વાંચેલુ પે નહીં, અને તો પે વાતો સાંભળી મારી આંખો સન્મુખ તેનું વૃદ્ધ પ્રભાવાન્વિત મુખારવિંદ ખડું થતું અને કાવ્ય ભક્તિથી ચમકતી તેની આંખો જોઇ મને આ સસારની અસારતા સમજાતી

બહાદૂરશાહ અતિ સાફ દીલનો અને તત્વવેત્તા પુરુષ હતો કહેવાય છે કે ૧૮૫૭ના બળવા પહેલા બનવાની બધી ઘટનાઓ તેણે પોતાના તપપ્રભાવથી જાણી લીધી હતી છતા પે તે ઇશ્વરની ઇચ્છાને આધીન બની સતુષ્ટ રહેતો તેની સમક્ષ પ્રકટ કે પરોક્ષ

---

* આ પુસ્તક મૂળ ઉર્દુમા લખાયેલુ છે અને તેના લખનારના નાના (માના બાપ) બહાદૂરશાહના અતિ નિકટના મિત્ર હતા લેખકના મોસાળની વચ્ચે અને દિલ્હી છેલ્લા સમ્રાટના કુટુમ્બ વચ્ચે અતિ ગાઢ સ્નેહ-સબધ હતો. એટલે આ પુસ્તકમા લખવામા આવેલી વાતો, કેઇ ઇતિહાસકારને તે મળવાનો સભવ ન હોવાને કારણે આ સ્વરૂપમા આજ સુધી પ્રકાશમા નથી આવી—અને એજ તેની વિશિષ્ટતા છે

રૂપમાં રાજ્યના નજીક આવતા જતા વિનાશના અનેક કારણો મોજુદ હતાં તે તેની એકાન્તમાં ચર્ચા પણ કરતો, પણ તે દૂર કરવાની અને મુગલ સામ્રાજ્યનો વિધ્વંસ અટકાવવાની તેનામાં તાકાત ન્હોતી.

બહાદૂરશાહ બળવામાં સામિલ ન થયો હોત તો તેના આયુજીવનનો શેષભાગ અતિ આનન્દ અને શાન્તિમાં પસાર થયો હોત. પણ તે બળવાખોરોની જાળમાં ફસાયો અને તેના આયુષ્યનો અંતિમ ભાગ તેને અનેક આપત્તિઓમાં ગાળવો પડયો. બહાદૂરશાહની બેટી કુલશુમ ઝમાની બેગમે પોતે મને એકવાર કહેલું કે 'જ્યારે દિલ્હીના દેશી સિપાઇઓનો અંગ્રેજ સેનાને હાથે પરાજય થયો ત્યારે હું હમેશના નિયમાનુસાર બાદશાહ સલામતની સેવામાં હતી. ત્યારે બાદશાહ તેના ઓરડામાં ચાદર ઉપર બેસી અતિ ભક્તિભાવથી પ્રાર્થના કરી રહ્યા હતા પ્રાર્થનામાં તેમને તન્મય જોઇને હું પાછળ ઉભી હતી. તેના મુખમાંથી અતિ દીન શબ્દો સરી રહ્યા હતા.

"આજે મારા ખુદાની પરીક્ષાનો સમય આવી લાગ્યો છે' ઓ ખુદા! મને તાકાત દે, આ બધી આપત્તિઓને આનન્દપૂર્વક સહી લેવાનું સામર્થ્ય દે, તારી મોકલેલી આ યાતનાઓમાંથી સહજતાપૂર્વક પસાર થવામાં સહાય કર તારી સહાય વિના હું આ પરીક્ષામાંથી કેમ પસાર થઇ શકીશ? ઓ રહીમ! તારાજ હાથમાં અમારી લાજ છે, આ કઠોર અને અજ્ઞાન સિપાઇઓને તું સમજાવ કે તે નિર્દોષ બચ્ચાંઓ અને નિરંગીઓ ઉપર જૂલ્મ કરતા અટકે! તું જાણે છે, કે સીપાઇઓના ક્રુર કૃત્યોને હું બિલકુલ નાપસંદ કરૂં છું, પણ હું લાચાર છું મારામાં તેમની એ ક્રૂરતાઓ અટકાવવાનું બળ નથી એ સાંભળવા જેટલો મારામાં કોઇને વિશ્વાસ નથી. એટલે હવે તારા સિવાય હું કોને વીનવું?'

એ પ્રાર્થના પુરી થઇ, એટલે બાદશાહે મારા તરફ મોઢું ફેરવ્યું, મેં તેમને પ્રણામ કર્યાં બાદશાહની આંખોમાં આંસુ ભર્યાં હતાં તેમણે મને કહ્યું કે

"બેટા કુલ્શુમ, તને ખુદા સો વર્ષની કરે, પણ હવે આપણો પડતો દિવસ આવ્યો છે, ખુદાને ગમશે તે થશે. મે હમણાંજ એક અતિ ભયંકર સ્વપ્ન જોયુ, તેમાં મે મારાં પ્યારા બચ્ચાઓ ઉપર ફીરંગી છરીઓ ચાલતી જોઇ મારા મહેલની સ્ત્રીઓને મે સુનસાન જગ્યાની વચ્ચે ઉઘાડા મ્હોંએ અને મોટે સાદે આર્ત પોકાર કરતી જોઇ આ સ્વપ્ન જોઇ મને સમજાયુ કે મારા વંશનો નાશ થવાનો સમય નિકટ-સાવ નિકટ આવ્યો છે એ જોઇ, મારાં બાળ બચ્ચાઓની અને મારી ઓરતોની આવી અસહાય દશા જોઇ, હુ ઘડીભર આકુલ વ્યાકુળ બની ગયો. પણ બેટા, ગભરાઇશ નહી પ્રભુની એ કસોટી છે સૌને માથે તે એવી વિપત્તિઓ નિતારે છે જોજે કુલ્શુમ, એવો આપત્તિનો સમય આવે ત્યારે હિમ્મત હારતી નહી તુ તો સમજુ છે ત્યારે તારા ન્હાનાં ભાઇ બ્હેનોને ધીરજ આપજે આ જગતમા એવો કોઇ મનુષ્ય નથી કે જેને સદાય સુખચેન જ રહે"

આમ કહી બાદશાહે મને અને બીજી કેટલીએક સ્ત્રીઓને રથોમા બેસાડી હુમાયુના મકબરા તરફ રવાના કરી દીધી

મારી માએ મને કહેલુ કે, જ્યારે બાદશાહ બહાદૂરશાહે દિલ્હી છોડયુ, ત્યારે તે સીધા હજરત મહબુબ ઇલાહીની દરગાહમાં ગયેલા અને ત્યાં રાત રહેલા. ત્યારે બાદશાહના મ્હોં ઉપર નિગાશાની સ્પષ્ટતા છવાએલી હતી, તેની સાથે તેના થોડાક ખાસ માણસો સિવાય કોઇ ન્હોતુ, ચિન્તાથી તેનો ચ્હેરો ઉતરી ગયો હતો, તેની સફેદ દાઢીમાં ભૂખરી ધુળ ભરાએલી હતી

બાદશાહનાં આવવાના સમાચાર સાંભળી મહબૂબ ઇલાહી સાહેબ દરગાહ શરિફના દરવાજા સુધી સામા ગયા અને તેને અતિ માન-પૂર્વક અંદર લઇ આવ્યા બન્ને એક બાજુએ બેઠા ઘડી વાર શાન્તિ રહી, તે બહાદુરશાહના નિશ્ચળ અવાજે તોડી

'હુ તો જાણતો હતો કે આ સિપાઇઓ પોતે ડુબાવવાના છે, અને સાથે સાથે મને પણ તાણીએ લઇ જવાના છે. અને આ તે થયુ પણ તેમજ. હુ આજે ન્હાસી છુટયો ભાઇ, હુ તો ફકીર

છુ, પણ તોયે મારા પૂર્વજોની સાથે આ પ્રસંગની સરખામણી કરવાનુ મન થાય છે મારા બાપદાદાઓએ આથી પણ ખરાબ વખત જોયો છે અને છતાં તે કદી હિમ્મત ન્હોતા હાર્યા પણ આ વખતે તો મારી નજર સમક્ષ ભીષણ ભાવી અતિ સ્પષ્ટ દેખાય છે. એ ચોક્કસ વાત છે કે ભારતના સિંહાસન ઉપર હું તૈમુર વંશનો છેલ્લો જ વારસ છુ મોગલ રાજ્યનો દીપક ઓલવાઇ રહ્યો છે, હુ તેની બુઝાઇ જતી–મરી જતી છેલ્લી જ્યોત છુ. હવે એ જ્યોત જીવન્ત રહેવાનો સંભવ જ નથી. હું એ જાણુ છું, હુ એ મારી સ્વ-આંખે જોઇ રહ્યો છુ, અને એ છતાં શા માટે વ્યર્થ રકતપાત કરાવું ? એથી જ કિલ્લો છોડી હું ચલ્યો આવ્યો છું. આ ભૂમિ પ્રભુની છે. તેની ઇચ્છામા આવે તેને તે સોંપે મેં કેડો વર્ષ સુધી મારા વંશે ભારતભૂમિમાં વિલાસ અને વૈભવ, સત્તા અને ઐશ્વર્યપૂર્ણ રાજ્ય કર્યું. હવે અમારો સમય પરવાર્યો હવે બીજાનો વારો આવ્યો તે પોતાને સમ્રાટ કહેશે અને ભારત ઉપર શાસન કરશે તેઓ કહેશે અને અમારે કબુલ રાખવું પડશે કે તેઓ વિજેતા અને અમે પરાજીત આ કોઇ ખેદ કે દુ:ખનો વિષય નથી અને આખરે અમે પણ શુ કર્યું હતું ? અમે પણ બીજાને સંહારી, બીજાની સત્તા તોડી, અમારી સત્તા જમાવી હતી ને ?"

છેલ્લાં શબ્દો બોલતાં, તેના નિશ્ચલ અવાજમાં લાગણીની ધ્રૂજારી આવી. તેના મ્હોં ઉપર ખિન્નતા છવાઇ, તેની આંખોમાં ઝળઝળીઆં આવ્યાં.

બહાદુરશાહ બોલી રહ્યા પછી ઓરડામાં ફરી શાન્તિ વ્યાપી ત્યાં તો કાંઇક ખાસ યાદ આવ્યું હોય તેમ પોતાના જામા નીચેથી એક નાનકડી ડાબલી કાઢી અને તેના સામું તે અનિમિષ નેત્રે ક્યાંક સુધી જોઇ રહ્યા તેણે તે નાનાસાહેબને આપવા હાથ લંબાવ્યો અને તેની આંખોમાંથી આંસુનું એક બીન્દુ પડ્યુ.

'લ્યો, હવે આ તમને સોંપુ છુ જ્યારે અમીર તૈમુરે કુસ્તુન્તુનિયાને જીત્યુ, ત્યારે સુલતાન બાયઝીદના ખજા-

નામાં આ સંપત્તિ હાથ પડેલી. આ કાબલીમા હજૂર કાયનાતની પવિત્ર દાઢીના પાંચ બાલ છે. આજ સુધી અમે તેને અમારા રક્ષાની એક અતિ પવિત્ર વસ્તુ તરિકે સાચવ્યા છે પણ અત્યારે મારૂ જમીન કે આસમાનમાં ક્યાંય ઠેકાણુ નથી, એટલે હવે તમેજ આને સાચવો.'

બહાદૂરશાહે પોતાની અંત પ્યારામાં પ્યારી વસ્તુ ઇલાહી સાહેબને આપી અને ઇલાહી સાહેબે તે સાચવીને મૂકી તે વાળ હજી મોજુદ છે અને પ્રત્યેક વર્ષ રબી–ઉલ–અવ્વલના માસમાં અનેક યાત્રાળુઓ તેનાં દર્શને આવે છે.

બહાદૂરશાહને દોઢ દિવસનો ફાકો હતો તેને ગયા દિવસથી ખાવાનુજ નહીં મળેલુ ઇલાહી સાહેબ પાસે તેણે ભોજન માગ્યુ. ઇલાહીના માથા ઉપર એકાએક વીજળી પડી હોય તેમ લાગ્યુ. બળવાના દાવાનળની વચમાં વસનાર ઇલાહીને ત્યા કાંઇ ખાવાનું નહોતુ તેને સ્વપ્ને યે ખ્યાલ નહોતો કે બહાદૂરશાહ બે દિવસનો ભૂખ્યો હશે, અને અત્યારે મારી પાસે ખાવાનુ માગશે

'અમે પણુ અત્યારે તો મોતના મ્હોંમાંજ બેઠા છીએ, ખાવા પકાવવાની શુધજ નથી રહી છતા યે હું ઘેર જાઉ છુ, અને જો કાંઇ મળે તો આપની સેવામાં હાજર કરૂ છુ. દિલ્હીના સમ્રાટને માટે મારે ત્યાંથી સુકો પાકો રોટલો યે ન મળે, એ મારા કમનસીબની વાત છે '

ઇલાહી સાહેબે ઘેર આવી પૂછી જોયુ અને ચણાની બે સુકી ખાખરી અને લસણની ચટણી લઇને દરગાહે પાછા આવ્યા. પાદશાહે એ ખાખરી ખાધી અને માથે પાણી પીધુ અને પરવરદેગારનો, તેની આ મહેર માટે અહેસાન માન્યો

ખાધા પછી બહાદૂરશાહે જવાની રજા માગી

'પણુ આપ જશો ક્યાં ?'

'ખુદા દોરશે ત્યાં, હા, હું હુમાયુના મકબરામાં જઇશ, અને ત્યાં જઇ કેદ પકડાઇ જઇશ ' બહાદૂરશાહે પોતાનો ઇરાદો કહી નાખ્યો.

'ના, એમ ન કરો' નાના સાહેબના દિલમાંથી દિલ્હીના સિંહાસન પ્રત્યેની વફાદારી અને બહાદુરશાહ પ્રત્યેની ભક્તિ બોલવા લાગી. 'આપ અહીંજ રહો જ્યાં સુધી હું અને મારૂં કુટુંબ જીવતા છીએ, ત્યાં સુધી આપના એક વાળને પણ કોની આંચ નહીં આવવા દઇએ પહેલાં અમે મરીશું, અને પછીજ કોઇ આદમી આપના શરીરને સ્પર્શ કરી શકશે'

'બંધુ, તમારી આટલી બધી ભક્તિને હું લાયક નથી!' બહાદુરશાહે અતિ કરૂણ અવાજે કહ્યું. 'આ વૃદ્ધ દેહને માટે હું મારા અનુયાયીઓને ફાંસીએ ચડતા જોઉં એ મારાથી નહીં બને: મારૂં કામ પૂરૂં થયું મારે તમારો ભેટો કરવો હતો તે પણ થયો મારે તમને મારી પ્યારી વસ્તુ સોંપવી હતી તે પણ સોંપી દીધી. હવે મને જવા દો. વિધાતાએ જે લખ્યું હશે તે થશે'

બહાદુરશાહ અને નાના સાહેબ એક બીજાને અતિ ભાવ-પૂર્વક ફરી ફરીને ભેટયા અને દિલ્હીનો છેલ્લો બાદશાહ ચાંદનીના ઝાંખા પ્રકાશમાં હુમાયુના મકબરાની દિશામાં ચાલ્યો.

કંપની સરકારે બહાદુરશાહને કેદ પકડયો અને રંગુન મોકલી દીધો ત્યાં પણ તેણે તો પોતાનાં અદ્વૈત-ભજનો ગાઇને અને નિરૂપદ્રવ શાન્ત સાધુજીવન ગાળીનેજ કેદી જીવન પૂરૂં કર્યું.



## (૨)
# બેહાલ શાહજાદો

બળવાની બરાબર એક વર્ષ પહેલાંની મધ્યાહ્ન હતી ભર ઉનાળાનો સૂર્ય તેના પ્રવાસમાંથી ઘડીભર થભી આકાશની મધ્યમાં અગ્નિ વરસાવતો ઉભો હતો. દિલ્હી નગરમાં, આસપાસના ઉપવનોમાં અને જંગલોમાં સુનસાન શાન્તિ હતી ભગવાન ભાસ્કરના એ પ્રતાપને ન સહી શકવાથી મનુષ્યો અને પશુપંખીઓ–પ્રાણી માત્ર શીતળાને માટે પોકારતા જ્યાં ત્યાં પડ્યા હતા.

આ ખરા તાપમાં ચાર રાજકુમારો મહેલમાં શાંતિ ન મળવાથી શિકાર ખેલવા નીકળ્યા હતા. તેમની સાથે તેમનું નાનું અનુચર–મંડળ હતું. તેઓ જંગલમાં ઘુમતા હતા, અને કોઈ વૃક્ષ ઉપર પોતાના માળામાં નાનાં બચ્ચાંને પડખામાં લઈને લપાઈને બેઠેલી પક્ષી–માદાને જોઈ બંદૂકના બહાર કરતા હતા અત્યંત નીરવ આ અરણ્યમાં કાળભૈરવ સમો ભીષણ અવાજ સાંભળી હજારો પક્ષીઓ પોતાની ઉડવા ના પાડતી પાંખોને પરાણે પ્રસારી, પોતાના પ્રિય માળાઓ અને પ્યારા બચ્ચાંઓને છોડી ચીસો પાડી નીકળતા અને શાહજાદાઓની ગોળીઓથી વીંધાઈ ટપોટપ નીચે પડતાં

એટલામાં સામેથી ફક્ત ગોદડી ઓઢેલો એક ફકીર ચાલ્યો આવતો હતો, તેના મોંઢા ઉપર ખિન્નતા અને કરૂણા દેખાતી હતી. ખરે બપોરે જંગલમાં બંદૂકના બહાર અને પક્ષીઓનુ ગુમરાણ સાંભળી તે કોઈ વડલાની શીતળ છાયા છોડી અવાજની દિશામાં આવતો હતો એમ લાગતુ હતું. તે નજીક આવ્યો અને બાદશાહના શાહજાદાઓને જોઈ તેણે ઘણાજ માનપૂર્વક તેમને સલામ કરી અને કહ્યું:

" શાહજાદા સાહેબ, આ અબોલ પંખીઓને શા માટે સતાવો છો ? એ ગરીબે તેમણે શું બગાડ્યું છે ? વાચાહીન આ પક્ષીઓને કેટલું દુઃખ થતુ હશે ? જુઓને, તે બીચારાં તેમની બોલીમાં કકળાટ

કરી રહ્યા છે. અને આ વગડો તેની શાન્તિથી તેમાં કલ્પનાના સૂર પૂરી રહ્યો છે. આપ તો બાદશાહ લોક છો, આ પણ આપનોજ મુલ્ક છે. અને બાદશાહોની તો ફરજ છે, કે પોતાની વસ્તીનું રક્ષણ કરવુ. વસ્તીની સાથે પ્રેમ અને માયાથી વર્તવું. "

વડો શાહજાદો, જેની ઉમર ૧૯ વર્ષની હતી. તેના મ્હોં પર આ વાત સાંભળી શરમના શેરડા પડ્યા. તેણે માથુ નમાવી બંદૂક ફેંકી દીધી બીજા બે શાહજાદાઓ ચુપાચુપ ઉભા રહ્યા. પણ સૌથી નાનો મીરજા નસીર ઉલમુલ્ક મ્હોં બગાડીને બોલ્યો: "જાવ સાંઇ કોઇનો ઉપદેશ કે કોઇની સલાહ સ્વીકારવાનો અભ્યાસ નથી " તેના અવાજમાં શાહી ઉદ્ધતાઇ હતી. તેણે એ ફકીરની હાજરીમાં બંદૂકનાં બાર કરવા માડ્યાં.

ફકીર શાન્ત ઉભો રહ્યો પેલા ત્રણ શાહજાદાઓ પણ શાન્ત ઉભા હતા માત્ર મીરજા, હવે મોજના ખાતર નહીં પણ પેલા ફકીરને ખીજવવા ખાતર પક્ષીઓને પાડતો હતો. ફકીર આ ન જોઇ શક્યો તેણે ફરીવાર શાહજાદાને વિનતિ કરી:

"હજુર ! ગુસ્સો શા માટે કરો છો ? નાનાં નાના પક્ષીઓને આપ શા માટે હણો છો ? આપ શિકારનો શોખ હોય તો કોઇ એવા પશુને મારો કે જેને મારતાં આપને શિકારની ખુબી સમજાય અને જેના મરવાથી કેટલાયને આનન્દ થાય. આ નિર્દોષ પંખીઓને મારવાથી આપને શુ મઝા આવે છે ? પક્ષીઓ મારવાથી, આપ સાંજે અહીં ફરવા આવશો ત્યારે, પોતાના મધુર કિલકિલાટથી આપને આવકાર આપનારું અહીં કોઇ નહીં રહે; આખા દિવસની મુસાફરીથી લોથ થઇ ગયેલા મુસાફરને, સાંજે પોતાના મનોરમ સંગીતથી નવા પ્રાણ અર્પનારું આ જ ગલમાં કોઇ નહીં હશે, વહેલી પ્રભાતે અને મોડી સંધ્યાએ આકાશના વિશાળ ફલક ઉપર અનેક સૌન્દર્યમય ચિત્રો આલેખતાં જોઇ રાચનારું અને મંગળ કલ્લોલ કરનારું આપના આ ઉપવનમાં કોઇ નહીં દેખાય. અને શાહેજાદા ! આપને અત્યારે ખરે બપોરે આ ઝાડીમાં શિકાર ખેલવો ગમે છે ? પધારો, આરામમાં પધારો. આપને આ ન શોભે ! "

ફકીરે શાહજાદાના ઉચ્ચ સંસ્કારોને અને તેની ઉન્નત લાગણીઓને જગાડવા પ્રયત્ન કર્યો બોલતાં બોલતાં તે શાહજાદાના મ્હોં સામે જોયા કરતો હતો પણ તે ધારેલી અસર ન કરી શક્યો શાહજાદાના મ્હો ઉપર તે કશો શુભ ફેરફાર ન નિહાળી શક્યો મીરઝાની આંખોમાં ખુન ઉભરાતુ હતુ, અને તેના ચ્હેરા ઉપર ક્રોધ અને તિરસ્કારની રેખાઓ આવી હતી. આ ફકીરના ઉપદેશથી તેનુ શાહી અભિમાન ઘવાએલુ લાગતુ હતુ.

"લે, પક્ષીઓને છોડી હુ પશુઓનો શિકાર કરૂ છુ, કમબખ્ત!" મીરઝાની બંદુકમાથી એક ગોળી છુટી અને તે ફકીરના જમણા પગ સોંસરી સુસવાટ કરતી ચાલી ગઇ તે તમ્મર ખાઇ નીચે પડી ગયો અને તેના મોઢામાથી આપોઆપ નિશ્વાસ નીકળી પડયો ઘવાયેલી જગ્યાએથી ધોધમાર લોહી નીકળવા લાગ્યુ. શાહજાદાએ તો ઘોડા ઉપર ચડી ગામ તરફ ચાલ્યા ગયા. ફકીર અચેતન પડયો હતો, અને તેના પગમાથી લોહી વહેતુ હતુ. પક્ષીઓનુ ગુમરાણ શાન્ત પડયુ હતુ, ફરીવાર જગલમાં શાન્તિ વ્યાપી હતી

સાંજના શીતળ વાયરાએ નિશ્ચેતન થઇ પડેલા એ ફકીરને જગાડયો, તેનામાં નવો પ્રાણ મૂકયો ફકીરે બેઠા થવા પ્રયત્ન કર્યો તે બેઠો થયો અને ઘુટણભેર પોતાની ઝુપડી તરફ ચાલવા માંડ્યું તેના ઘામાથી લોહી ચાલ્યું જતું હતુ અને તેના ચાલવાના પ્રયત્નથી તે પણ વધારે વેગથી નીકળવા લાગ્યુ દર્દની હાય પોકારી ફકીર ફરીવાર નીચે પડયો, અને ઘડીવાર થાક ખાઇ પાછો બેઠો થયો એ રીતે અતિ વ્યથાપૂર્વક તે ઘુટણ ઘસતો તેની ઝુપડીના બારણા સુધી પહોંચ્યો સચાર સાંભળી અંદરથી એક નાની કુતરી આવી અને તેણે જોયુ તો તેનો પ્રિય માલીક બારણા વચ્ચે પડયો છે વફાદાર કુતરી કાંઇ ન સમજી શકવાથી પોતાના માલીકના પગ ચાટવા લાગી.

રાત્રિના અંધકારે જગલનો કબજો કરી લીધો હતો, પક્ષીઓ સંધ્યાની આરતી ગાયા વિના આજે વ્હેલા સુઇ ગયાં હતાં. નિશા-

ચર જનાવરના અવાજથી વખતે વખતે બેહાલી શાન્તિ ફકીરને ઘેરીને ઉભી હતી. તે નિશ્ચેતન પડ્યો હતો તેની કુતરી તેના પગ ચાટતી હતી.

*  *  *  *

દિલ્હી ગઢ ઉપર તોપો ગાજતી હતી તેમાંથી છુટતા ગોળાઓ નગરના અનેક મકાનોને અને માણસોને ભરખી રહ્યા હતા દિલ્હીના રાજમાર્ગ ઉપર મુડદાના ઢગલા ખડક્યા હતા. દિલ્હી પોતે, મરેલી સલ્તનતનુ સ્મશાન હોય તેવુ લાગતું હતું. શહેરમાં કોઇ માણુસ સરખુ નજરે ન્હોતુ પડતુ બાદશાહ બહાદુરશાહ આગલી રાત્રે દિલ્હી છોડી, પોતાનો રાજમહેલ ખુલ્લો મૂકી ચાલ્યો ગયો હતો. તેના સૈનિકોએ શહેનશાહ જવાથી હથિયાર છોડ્યા હતા અંગ્રેજ લશ્કરે ગઢનો કબજો લીધો હતો અને ઉપરથી ગોળાઓ ફેંકી 'નવી દિલ્હી' બનાવવા માટે 'જુની દિલ્હી' જમીનદોસ્ત કરવાની ક્રિયા જોસભેર ચાલી રહી હતી

બહાદુરશાહના મહેલમાં કોઇ ન્હોતુ બહાદુરશાહના સ્વજનો બહાદુરશાહ ગયાના સમાચાર જાણી ફાવે ત્યાં નાસી ગયા હતા બહાદુરશાહની બેગમો અને બેટીઓ જંગલમાં મુકી આવવાનો બહાદુરશાહે જતાં પહેલાં બંદોબસ્ત કર્યો હતો. તેણે જતાં જતાં શાહજાદાઓને બોલાવી કેમ વર્તવુ અને ક્યાં જવુ તેની સૂચના આપી દીધી હતી ત્રણ શાહજાદાઓ અતિ વ્યાકુળ ચ્હેરે પહાડગંજની તરફ જતા હતા તેમની સામી બાજુએથી વીશ પચીશ ગોરા સ્વારો આવતા હતા બન્નેએ એક બીજાને જોયા ગોરાઓએ નાસી જતા બળવાખોરોને જોઇ તેમની પાછળ ઘોડા દોડાવ્યા. શાહજાદાઓએ પોતાની પાછળ પલટણ આવતી દેખી, પોતાની બધી તાકાત લગાવી નાસવા માંડ્યુ. શાહજાદાઓના ઘોડા પાણીપંથા હતા એટલે તેમના અને ગોરા સ્વારોના ઘોડાઓ વચ્ચે અંતર ઘટવાને બદલે વધવા માંડ્યું ગોરાઓએ જોયું કે જીવતા પકડવાનુ જોખમ ખેડવુ ઠીક નથી. તેમણે બંદુકો ટાંકી. ઘોડા ઉપર બેઠેલા યુવાનો કરતાં ઘોડાઓનુ નિશાન રાખી ગોળીઓ

છોડી. છૂટેલી વીશ પચીશ ગોળીઓએ બે શાહજાદાઓને વીંધ્યા અને એક ઘોડાને વીંધી.

ગોરા સ્વારોએ પડેલા શાહજાદાઓ અને ઘોડાઓ નજીક જઈ જોયું તો બે શાહજાદાઓ મરેલા અને એક ઘવાયેલો પડ્યો હતો. જીવતા પડેલા શાહજાદાને તેની બેહોશ દશામાં કેદ કરવામાં આવ્યો અને તેને ઘોડા ઉપર નાંખી પલટણ છાવણી તરફ પાછી ફરી

છાવણી પાસેની ટેકરી ઉપરજ હતી ત્યા ગોરી અને કાળી બન્ને પલટણો હતી ગીરફતાર થયેલા આ પુરૂષને દેશી સિપાહીઓએ તરતજ ઓળખી કાઢ્યો તે બાદશાહ બહાદૂરશાહનો સૌથી નાનો શાહજાદો મીરજા નસીર ઉલ્મુલ્ક હતો લશ્કરના ઉપરી વડા સાહેબને આ ખબર કરવામાં આવી તેણે આ ફતેહ માટે આનંદ બતાવી, એ શાહજાદાને સાવધાનતાથી સાચવવા હુકમ કર્યો

* * * *

પરાજીત બળવાખોરોએ ન્હાસભાગ આદરી. વિજેતા અગ્રેજોએ દિલ્હીનો કબજો લીધો. બહાદૂરશાહ હુમાયુના મકબરામા કેદ પકડાઇ ગયો—તૈમુર વંશનો છેલ્લો દીપક ઝાંખો પ્રકાશ ફેંકી બુઝાયો. તેની બીબીઓ ઓઝલ પડદા છોડી ઉઘાડે માથે અને અધઢાંકેલે શરીરે ભીખારણો બની દિલ્હીનાં જગલોમાં ભટકવા લાગી. તેના શાહજાદાઓ તેની નજર સમક્ષ ફાંસીને લાકડે લટક્યા. અસ્ત પામતા સામ્રાજ્યના છેલ્લા પરિવારને તેના અંત પહેલાં વિજેતાને હાથે જે વેદનાઓ ભોગવવી પડે છે, તે બધી તૈમુરનો આ પરિવાર, બીજો કશો ઉપાય ન રહેવાથી દીનતાપૂર્વક સહી રહ્યો હતો.

આ સ્થિતિનો વિચાર કરતો મિરજા એક દિવસ સાંજે બેઠો હતો તેના નાના તંબુમાં એક નાના વાસણ અને એક ખાટલી સિવાય કશુ ન્હોતું. તે તે ખાટલી ઉપર પડ્યો હતો અને એ ટેકરી ઉપરથી સૂર્યાસ્ત નિરખતો હતો. તેના દેહ ઉપર લોઢાની સાંકળો હતી. તેના નાજુક શરીરને તેનો ભાર અસહ્ય લાગતો. એના ફરતો પઠાણોનો પહેરો હતો અને એ પ્હેરેગીરોનો અવાજ

સાંભળી,પોતે પહાડગંજની છાવણીમાં અંગ્રેજોનો કેદી છે એ સ્મરણ તેના દિલમાં સદાય જાગ્રત રહેતું

અસ્ત પામતો સૂર્ય જતાં જતાં આ કેદીને કંઇક કહેવા માગતો હોય તેમ અદૃશ્ય થતાં પહેલાં બે ત્રણ વાર થભ્યો. મિરજામાં સૂર્યલોકની ભાષા સમજવા જેટલા સંસ્કાર ન્હોતા. છતાં, ઘડીવાર પહેલા તે શાહજાદો મટી દુશ્મનનો કેદી બન્યો હોવાથી તેની જીંદગીમાં એક જબરદસ્ત ફેરફાર થયો હોવાથી, તેની લાગણીઓએ એક જબ્બર પલટો ખાધો હતો તે ઘણો નાજુક અને હોશિયાર બની ગઇ હતી કદિયે કલ્પનાની મરતીએ ન ચડેલુ આ નાના શાહજાદાનુ મગજ આજે અનેક કલ્પના કરી રહ્યુ હતુ. તેની અંતરની આંખ સમક્ષ દિલ્હીનો એ બાદશાહી કિલ્લો, તેમાં તેનો આરામને માટે બોલાવતો અનેક વિલાસની સામગ્રીઓથી શણગારેલ ઓરડો, તેની નાની બ્હેન મલકા, તેનુ ઉપવન અને તેની પ્રિય બંદુક, એ બધાં એક પછી એક આવી ઉભાં. તે તેમને જોઇ રહ્યો, તેઓ જતાં રહે એ બીકથી આંખને મટકુ ખાવાનો પણ અવકાશ આપ્યા વિના, પાગલની પેઠે બસ જોઇ જ રહ્યો. એ છતાં એ આકૃતિઓ જતી રહેવા લાગી તે ઝાલવા દોડયો તેના દેહની સાંકળો અને પગની જંજીરોના દબાણથી પછાટ ખાઇ તે નીચે પડયો તે આકૃતિઓ અદૃશ્ય થઇ તેની બીજીજ પળે તેણે તેના કાન ફાડીને અંદર પેસતા મરતી ચીસો સાંભળી. એ ચીસો અતિ પરિચિત લાગી. તેની માતા અને તેની બ્હેન એ ટેકરીની તળેટીમાં જ રુદન કરતાં હોય એમ તેને લાગ્યુ કાળમીંઢ પત્થરના કાળજામાં પણ કરૂણા ઉપજાવે એવુ તે રુદન હતું. મીરજા તે સાંભળી રહ્યો, પણ તેમની વ્હારે ધાવાની તેનામાં શક્તિ ન્હોતી.

આ રીતે તેના ભૂતકાળની સ્મૃતિઓ અને ભીષણ વર્તમાનની કલ્પનાને બળે અનેક કલ્પનામૂર્તિઓ અને કલ્પનાપ્રસંગો જોતો અર્ધજાગૃત અર્ધસ્વપ્નસ્થ તે દશામાં પડયો હતો.

એવામાં તેના તબુની બારી ઉઘડી એક પઠાણ સિપાઈ અંદર દાખલ થયો. તેણે શાહજાદાને કહ્યું:

"જનાબ! વડા સાહેબ દિલ્હી ગયા છે. હુ આપને માટે આ કુચીઓ લાવ્યો છુ. જલ્દી કરો જંજીરો અને સાંકળો ઉતારી અત્યારે ને અત્યારે નાસી છુટો જોજો, કયાંય ફસાઈ જતા નહી. ઉતાવળ કરો"

મિરજાને આ સ્વપ્ન છે કે સાચુ એ ન સમજાયુ તે બેઠો થયો. તેણે પાસે પડેલી કુચી લીધી જંજીરો અને સાંકળોને ઉતરી ઢગલો કર્યો અને એ પઠાણ સામુ જોઈ રહ્યો તેની આંખોમાં અહેશાન ભર્યો હતો. પઠાણને આટલો વિલંબ પણ ન પાલવ્યો

"નામદાર! જલ્દી નાસો જુઓ, આ કેડીએ સીધાને સીધા ચાલ્યા જજો. આ અંધારીઆમા તમને માર્ગ નહી સુઝે પણ બીજો ઉપાય નથી. સવાર સુધી કયાંય અટકવા વિના ચાલ્યા જ જજો. એટલે જોખમમાંથી બચી જશો.

મિરજા આ પઠાણને ઓળખવા પ્રયત્ન કરતો સામુ જ જોઈ રહ્યા હતો.

"સાહેબજાદા, વિલંબ કરવાનો આ વખત નથી જલ્દી નાસી જ છુટો અહીં રહેશો તો આપને ફાસીએ ચડવુ પડશે અહીથી નાસી જશો, તો કયાંક ગુપ્ત વેશમા પણ આપ સુખી જીન્દગી ગુજારી શકશો. હવે ફરીથી બળવો કરવાનો કે દિલ્હી મેળવવાનો વિચાર સરખો પણ કરશો નહી એ બની શકશેજ નહી બહાદુરશાહે દિલ્હી છોડયુ, તે દિવસથી આખુ હિન્દુસ્થાન લાલ રંગે રંગાઈ ગયુ ખુદાની બંદગી વખતે કોઈ દિવસ યાદ કરજો કે હું આપનો અજમલ."

પઠાણે છેલ્લા શબ્દો ઘણેજ ધીમેથી કોઈ ન સાંભળે તેવી રીતે કહ્યા તે અતિ વ્યાકુળ લાગતો મિરજાની મદદતા અને હોંશિયારીનો અભાવ જોઈ તેને અંદરથી ગુસ્સો થતો

મિરજા તો એમને એમ બેસી રહ્યો તેણે ભટકી ભટકીને જીવવા કરતા એકજ આંચકે જીવન–દોરી તોડી નાંખવાનું વધારે ઠીક લાગ્યુ. ન્હાસી છુટી રોટલાના ટુકડા માંગી જીંદગી પુરી કરનાર શાહજાદા કરતા અગ્રેજોને હાથે ફાસીએ ચડી જીવન સગ્રામ કરનાર શાહજાદાને ઇતિહાસમાં વધારે ગૌરવભર્યું સ્થાન મળશે, એ વિચાર તેના મગજમાથી પસાર થઇ ગયો. તે શુ કરવું તે નક્કી ન કરી શક્યો. તેના મગજમા હજી મુઝવણુની ગડમથલ ચાલતી હતી.

"ત્યારે બેડીઓ પાછી પ્હેરી લ્યો. એટલે હુ પાછો જાઉં તમારા આ વિલમ્બમાં હુ મારૂં મોત ભાળુ છુ "

પઠાણુ નજીક આવ્યો

બીજી તરફથી મિરજા પણુ ઉઠ્યો. તેણે ન્હાસી છુટવાનો નિશ્ચય કર્યો

પઠાણુની પાસે આવી તેનો હાથ ઝાલી તે પળવાર ઉભો રહ્યો પછી કઇ પણુ બોલ્યા ચાલ્યા વિના, જીભેથી મનાય તેના કરતાં અનેક ગણો અહેશાન આંખોથી માની તે ચાલી નીકળ્યો

બધુ શાન્ત હતુ. રાત્રિના નવેક વાગ્યા હતા. મિરજા પઠાણે બતાવેલી કેડીએ ઉતાવળે પગલે ચાલ્યો જતો હતો વખતે વખતે તે પાછું વાળી જોતો હતો, તો પઠાણ ગજની છાવણી ઉપર દીવાઓ ઝગતા દેખાતા હતા અન્તે તે પણુ દેખાતા બધ થયા.

* * *

દિલ્હીના છેલ્લા બાદશાહનો આ મોથી લાડકવાયો બેટો અધકારને ભેદતો એકલો ચાલ્યો જતો હતો પૃથ્વી ઉપર કદીયે ઉઘાડે પગ ન મૂકનાર આ મિરજાના પગમાથી દરેક પગલે ચેતન ચાલ્યુ જતુ હતુ અધારી રાત્રિની ગાઢ ભીષણુ શાન્તિમાં અશાન્ત એક આ શાહજાદો જ લાગતો તેના મનમા અનેક વિચારો આવી રહ્યા હતા તેનુ હૃદય ન કલ્પી શકાય એટલી ઝડપથી અને ન માની શકાય એટલા અવાજપૂર્વક ધડકતુ હતુ તે પકડાઇ જવાની ભીતિથી ધ્રૂજતો હતો તેના કાનમાં પાછળ દોડ્યા આવતા ઘોડા-

ઓની ખરીઓ વાગતી હતી, અને તેની દિશામાં છોડવામાં આવેલી બંદુકની ગાળીઓ સંભળાતી હતી. તેના વેગ, વધતી જતી અશક્તિ અને ન છુટતી દહેશતને કારણે ધીમે ધીમે ઘટતો જતો હતો. છતાં તે યંત્રની માફક ચાલ્યો જતો હતો.

વખતે વખતે, આસપાસના ખેતરોના કુતરાઓ અને જંગલી શિયાળોનો, અંધારી રાત્રિમાં સામાન્ય કરતા વધારે ભયંકર લાગતો અવાજ સાંભળી આ રાજકુમાર થંભી જતો. "હું ક્યાં જાઉં છું ?" એ વિચાર તેના મનમાં વિજળીની ઝડપથી પેસતો, પણ તેનો કશો ઉત્તર મળી શકતો નહીં. અંગ્રેજ લશ્કરને થાપ આપી સફળતાપૂર્વક ન્હાસી છુટવું શક્ય છે એમ માનવું એ તેને મુર્ખાઈ લાગી દિલ્હીની આસપાસ કેટલાયે માઇલના વિસ્તારમા પથરાયેલું એ ગોરૂ લશ્કર અને તેને થાપ આપી છટકવા માટે જોઇતા ઓછામાં ઓછા ત્રણ દિવસ—બેની તેણે ગણતરી કરી. અંતે, જેમાં જીતવા કરતાં હારવાનો વધારે સંભવ છે એવું તેમે આ સાહસ લાગ્યું અને હારે તો ? તો ફાંસીએ ચડી એક ઘાએ મૃત્યુ મેળવવાને બદલે, રીબાઇ રીબાઇને મરવાનું. તેની આંખમાં ઝમઝમાં આવ્યાં તેને માર્ગ સુઝો બંધ થયો. બે હાથે માથું દબાવી તે નીચે બેસી ગયો

મિરઝાએ પાછા ફરવાનો વિચાર કર્યો તેણે પહાડગંજની દિશામાં નજર નાખી નજર પચીસેક વારથી આગળ ન ચાલી. રાક્ષસો જેવા કદાવર બે ત્રણ કાળાં ઝાડ શિવાય તેને કશું ન દેખાયું તે કેટલા માઇલ ચાલ્યો હતો તેની પણ તેને કલ્પના ન આવી શકી છતાં તેને સમજાયું કે પાછું પોતાના વતનમાં પહોંચવું, અને પોતે ન્હાસ્યો છે એ ન કળવા દેવું એ પણ અશક્ય છે. બન્ને બાજુએ તેને યમરાજ દેખાયા આરામપ્રિય સ્વભાવને પરિણામે જે મનોદશા જન્મે છે, તેમાંજ આવી—આવા જીવનમરણના પ્રસંગે પણ—ઓછી તકલીફ અને વધારે સગવડની ગણતરી સુઝે છે. મિરજાને આ સ્વભાવ વારસામાં મળ્યો હતો પણ અત્યારે એ સ્વભાવના મૂળમાં પ્રહાર પડયો ઘડીભરને માટે એ અદૃશ્ય થયો.

મિરજાને, આપઘાત કર્યા સિવાય બીજો ઉપાય નથી એમ સ્પષ્ટ દેખાયું. તેણે જીવ હાથમાં લીધો. તેની નસેનસમાં આવેશ ભરાયો. તેના પગમાં નવું જોર આવ્યું. કોઈએ ઉપરથી ઉંચકયો હોય, એવી રીતે તે ઉભો થયો—ઉંચકાયો, અને મુઠીઓ વાળી અજમલે બતાવેલી કેડીએ દોડયો.

રાત્રિ લગભગ અર્ધી ચાલી ગઈ હતી. મિરજા આવેશમાં ને આવેશમાં દોડયો જતો હતો. તેના પગ છોલાઈ ગયા હતા. તેમાથી લોહીની ધારાઓ ચાલી જતી હતી. પણ તેની તેને ખબર પડી નહી. તે એકએક કલાક સુધી આમ દોડયો. એવામાં ખળખળ વહેતા એક નાના ઝરાનો સંગીતમય અવાજ તેને કાને આવ્યો. તે ત્યાં સુધી પહોંચ્યો, અને તેને કાંઠે ઢગલો થઈ પડયો. તેના શરીરમાંથી આવેશ ચાલ્યો ગયો. વેળુના સુંદર બિછાના ઉપર, જલ-વાદ્યના અલૌકિક સંગીતના આલ્હાદમાં તે પોઢી ગયો. મિરજાના આખી રાતના આવેશમય પ્રવાસમાં તેની સાથે, તેના સાથી રૂપે ફક્ત તારાઓજ દોડેલા, અને જ્યારે તેને માર્ગ ન સુઝતો ત્યારે પોતાના આછા પ્રકાશથી તે બતાવેલો. હવે એ દુઃખી આત્માને શાન્તિપૂર્વક સુતેલો જોઇ, તેના ઉપર છેલ્લી કરૂણાપૂર્ણ દૃષ્ટિ ફેંકી, તેઓ એક પછી એક પોતાના આવાસ તરફ ચાલ્યા ગયા. અને મિરજા, પરોઢિયાના ઉન્માદક પવનમાં ઘેનભરી નિદ્રામાં પડયો.

પ્રભાત પડ્યુ, અને ભગવાન સૂર્યદેવે જગતને દર્શન દીધાં, ત્યારે મિરજા ઉંઘતો હતો. તે ચત્તો સૂતો હતો. બાલસૂર્યનાં પ્રકાશ-કિરણો તેના પોપચાં ઉપર પથરાયાં. મિરજાની ઉંઘ જવા લાગી. તે સળવળ્યો. તેણે અર્ધી આંખ ઉઘાડી આસપાસ નજર ફેરવી. પણ ઉઠવાનું ન ગમ્યું. પડખું ફેરવી તે ફરીવાર સુઈ ગયો. પણ તેને ઉંઘ ન આવી. તેનું વ્યાકુળ મગજ ફરી વિચારે ચડ્યું. તે નાસી છૂટેલો કેદી છે એ તેને યાદ આવ્યુ. તે ઉભો થયો અને પાણીમાં ઉતરી મ્હોં ધોઇ સ્વસ્થતા મેળવી

મિરજાને આખી રાત ચાલવાથી ખૂબ થાક લાગ્યો હતો અને ભૂખ પણ કકડીને લાગી હતી. તેની પાસે ખાવાનું કાંઈ ન્હોતું આસપાસ બાવળ અને બોરના વૃક્ષો હતાં. એટલે તેની ભૂખ તો કોઈ વાડી કે ઉપવનમાં ગયા શિવાય કે કોઈ ગામમાં પ્રવેશ્યા શિવાય સંતોષાવી અશક્ય હતી આ માટે માર્ગ શોધવા તે એક ઝાડ ઉપર ચડ્યો અને ચોપાસ દ્રષ્ટિ નાખી થોડેક દૂર તેને ગાયોનું એક ધણ અને કેટલાક ગોવાળીયા દેખાયા તે તેમની દિશામાં ચાલ્યો.

*  *  *  *

મિરજા એ ગોવાળોની પાસે ગયો, અને કોઈ ભૂલો પડેલો મુસાફર પૂછે, તેમ બધી હકિકત પૂછી લીધી. મિરજાને શાહજાદા તરિકે આ ગોવાળોએ કદિ નહી જોયેલો, તેમજ મિરજાના મ્હોં ઉપર આજે એ શાહી નૂર પણ નહોતું. એટલે આ ગોપજનોને કશો અંદેશો પણ ન આવ્યો કોઈ મુસાફરની સાથે જે બેપરવાઈથી વાત કરે, તેજ બેપરવાઈથી તેમણે આ શાહજાદાને ગામનો માર્ગ બતાવી દીધો

મિરજાને આ ઠીક લાગ્યું. ગામ માઈલેક દૂર હતું એટલે તે પોતાની જાતને છુપાવતો-છુપાવવાનો પ્રયત્ન કરતો તે તરફ ચાલ્યો માર્ગમાં કશો સંચાર સાંભળી તે સાવધ બનતો. આખી રાતની મુસાફરીનો થાક, એ આવેશનો પ્રત્યાઘાત અને ક્ષુધાની વ્યથાએ તેના પગને એટલા નિર્બળ બનાવી દીધેલા કે તે ધસડાતો ચાલતો લાગતો આ ઉપરાંત, કોઈ તેને વર્તી કાઢશે એ બીક તેના મનમાંથી ખસતી ન્હોતી

તેણે ગામમાં પ્રવેશ કર્યો, ત્યારે સૂર્ય બરાબર માથે આવ્યો હતો. ગામ નાનું, પણ રસ્તાઓ સીધા લાગ્યા તે સ્વસ્થતાપૂર્વક આગળ ચાલવા લાગ્યો માર્ગમાં તેને એક પણ માણસ સામું ન મળ્યું. એથી એ પોતાને ધન્યભાગ્ય માનવા લાગ્યો

આ રીતે તે ચાલ્યો જતો હતો, એવામાં તેને કોલાહલ સંભળાયો તેના કાન ચમક્યા. તેનો પગ પાછો પડ્યો. પણ

તોયે ને હમ્મત કરી આગળ ચાલ્યો તે ચોકમાં પહોંચ્યો. સ્વપ્નેયે જેનો ખ્યાલ નહી હોય એવો બનાવ તેની આંખો સામે ધસ્યો ગમે તેવો મજબુત માણસ મૂર્ચ્છા ખાઈ નીચે પડે એવો એ બનાવ હતો છતાંયે, કોણ જાણે કેમ, આ શાહજાદો સ્થિર રહ્યો તે ફાટેલી આંખે એ દૃશ્ય જોઈ રહ્યો

માણસોની ઠઠ જામી હતી, વચમાં એક ઓટલા જેવુ હતુ. તેના ઉપર એક બાળા બેઠી હતી. તેના વાળ છુટ્ટા હતા તેની આંખોમાંથી આસુની ધારા ચાલી જતી હતી. તે ચીસો પાડતી હતી, અને તે જોઈ એ ગામડીઆઓ હસતા હતા

મિરજાએ આ જોયુ ચીસો પાડતી એ બાલિકાને તેણે ઓળખી તે તેની બેન મલકા હતી. પોતાની બેનને—એ શાહજાદીને આમ પરવશ દશામાં પોકારતી જોઈ મિરજાની આંખમાં ખૂન ભરાયુ. તે પોતાની સ્થિતિ ભૂલ્યો અને એ ટોળાની વચ્ચે દોડયો.

ભિખારી હાલના એ માણસને દોડયો આવતો લોકોએ જોયો, પણ પ્રથમ તો ન જોયો કર્યો. જ્યારે એ ધક્કા મુક્કીઓ મારતો પોતાનો માર્ગ કરી બાળાની સમીપ આવ્યો, ત્યારે લોકોએ તેના ઉપર નજર ફેરવી મલકા પણ આ નવા આવનારને નીરખી રહી. તેને મિરજા દેખાયો, પણ મને માનવા ના પાડી. મલકા ફરીવાર સ્થિર દૃષ્ટિએ જોઈ રહી અને તેના મ્હોમાંથી ચીસ છુટી ' ઓ ભાઈ ! '

'ઓ બ્હેન ' કહી મીરજા દોડયો અને તેને બાથમાં લઈ લીધી તે તેની બ્હેન સામુ કેટલીયે વાર સુધી જોઈ રહ્યો બન્નેની આંખોએ એક બીજાને કેટલાય પ્રશ્નો પૂછી નાખ્યા અને કેટલાય ઉત્તરો આપી દીધા.

ગામલોકો આ બધું જોઈ ખુબ આશ્ચર્ય પામ્યા. પહેલાં તો તેમને કશું ન સમજાયું તેઓ મલકાને બાદશાહની બેટી તરીકે પિછાનતા હતા, પણ મીરજાને ન્હોતા પિછાનતા. તેમને, બહાદૂર શાહ અંગ્રેજ સરકારનો કેદી બન્યો છે, અને તેનું રાજકુટુંબ

દિલ્હીની બજારમાં ભિખારી બન્યુ છે એ ખબર હતી અને તેમણે વાત ગોઠવી અને ભિખારી જેવો લાગતો એ જુવાન શાહજાદો હશે એમ અનુમાન આપ્યુ

બહાદૂરશાહની આજ્ઞા મુજબ બાદશાહી જનાનાને રથમાં બેસાડી જંગલમાં છોડી દેવામાં આવ્યો હતો મલકા તેની આબીબી અમ્માજાન સાથે હતી તેઓ જંગલમાં રઝળતાં હતાં. એવામાં આ ગામના લોકોએ મલકાને જોઇ, તેને ઓળખી, અને ગોરા લશ્કરને સોંપવાના ઇરાદાથી તેને પોતાને ગામ ઉઠાવી લાવ્યા. મલકાની મા અમ્માજાનને બીજા ગામવાળા આજ ઉંટથી ઉપાડી ગયા હતા.

મલકા તોફાની સ્વભાવની હતી તેની ઉમ્મર તેર વર્ષની હતી, પણ તેર વર્ષની બાળામા જે સમજશક્તિ અને જે સમયસૂચકતા હોય તે તેનામાં ન્હોતાં તે હજી પોતાને શાહજાદી સમજતી અને આ ગામડીઆઓ સાથે શાહજાદીના રૂઆબથી વાતો કરતી તે ગામડીઆઓનું કહ્યુ ન માનતી અને તેમનાથી આડી ચાલતી. આથી ગામડીઆએ ચીડાઇને તેને ખૂબ મારી હતી મલકાના કાનમાંથી લોહી ચાલ્યુ જતુ હતું, અને ચીસો પાડતી તે ઓટલા ઉપર ચડી બેઠી હતી તેની ચીસોએ નવરા ગામલોકોને આ વગરપૈસાનું નાટક જોવા એકઠા કર્યા હતા. મોગલ સલ્તનતનો સૂર્ય હજી છેલ્લો પ્રકાશ નાખતો ઉભો હતો, ત્યાંજ તેની શાહજાદી તરફ આ ગામડીઆઓ આટલી બેઅદબીપુર્વક વર્તી રહ્યા હતા. ઘડી પહેલા જ્યાં બહાદૂરશાહની આણ ફરતી, ત્યાં તેની બેટીની સાથે એક લોંડીના જેવો વર્તાવ રાખવામાં આવે, એમાં ઇતિહાસસંશોધકોને, મોગલોના અંતિમ દિવસોમાં તેમના પ્રત્યે તેમની પ્રજામા કેટલો ઉગ્ર અભક્તિભાવ વ્યાપેલો એ શોધવાનું સુંદર વસ્તુ મળે છે

મિરજા મલકાને બાથમા રાખી ચોતરફ દ્રષ્ટિ ફેંકતો ઉભો હતો તે હવે છતો થઇ ગયો હતો, એટલે તેની એ દ્રષ્ટિમાં દયાની યાચના હતી ગામલોકો તેને અને તેની બ્હેનને થોડો સમય કર્યાય

છુપાવી રાખે એવી તેની આંખમાં અભ્યર્થના લખી હતી. મીરઝા એ મોઢેથી ન માંગી શક્યો.

અને તે એ ટોળાની એક બાજુએથી અવાજ આવ્યો.

"ચાલો એ લોંડીને આજે તો પૂરી રાખો, કાલે એને સીધી કરીશું" એ અવાજ ગામના કોટવાળનો હતો.

મિરઝાથી હવે ન રહેવાયું. એ 'લોંડી' શબ્દનું તીર તેની છાતીની આરપાર ચાલ્યુ ગયું ગમ ખાઈને પલવાર તે ઉભો રહ્યો, અને રડવા જેવો થઈ ગયો, તેનાથી બોલાઈ જવાયું

"બાપુ! અમને દુઃખિયાને શા માટે દુઃખવો છો? અત્યારે તો અમારા ઉપર દુઃખનાં આકાશ ફાટયાં છે અમારી દયા યે નથી આવતી!"

"દયા કેવી? એને અમે ગેહ...થી લઈ આવ્યા અને હવે તે તોફાન કરે છે. હવે તો અમે એને મારી મારીને સીધી કરશું! છોડાવવી હોય તો પૈસા આપતો જા."

"પૈસા ક્યાંથી આપું? આજે તો હું ભિખારી છું, હજી અન્ન પણ પામ્યો નથી. હજી તો મારે તમારી પાસે રોટલાની ભીખ માગવાની છે. એવી સ્થિતિમાં હું પૈસા ક્યાંથી આપું? પૈસા તો પ્રભુ આપશે."

"ના, ના, પૈસા તો ગોરા સા'બ આપશે. અમે તો આ છોકરી એને સોંપી દઈશું. અમારો ખોબો ભરાઈ જશે!"

"હા, ભાઈ!" મિરઝાની આંખોમાં આંસુ હતું. 'અત્યારે પૈસા તો ગોરાઓ જ આપશે બે દિવસ પહેલાં હું દિલ્હીનો શાહજાદો હતો, કાલે સાંજે તેમનો કેદી હતો, અને આજે તમારો ભિખારી–તમારો માંગણ છું. ખુદાએ અમારો દિવસ ફેરવી નાખ્યો'

મિરઝાની આ દીનતાની દીન ગામડીઆઓ ઉપર બહુ અસર ન થઈ. માણસોની મેદની ધીમે ધીમે વધી હતી. જેટલા હતા, તેમાંથી કેટલાક રસપૂર્વક આ વાતો સાંભળતા હતા અને કેટલાક બેધ્યાન ઉભા હતા.

આ સંવાદ ચાલતો હતો, ત્યાં સામેથી એક લશ્કરી ટુકડી આવતી દેખાઈ ટોપાવાળા ગોરાઓ દેખી ગામડીઆઓ નાસવા લાગ્યા મિરજા પણ આમતેમ માર્ગ શોધવા લાગ્યો, પણ તે કશુ કરો શકે તે પહેલા એ ટુકડી ઘેરી વળી અને એ શાહજાદો, શાહજાદી અને ચાર મુખ્ય ગામેતીઓને ગીરફતાર કર્યાં

* * * *

બળવાનો અગ્નિ ઓલવાઈ ગયો હતો માત્ર કેટલેક સ્થળે તેના છુટાછવાયા તણખા ઝગતા હતા. તેને ઓલવવાના ઇરાદાથી અને નવી સ્થપાયેલી સત્તાનો પ્રતાપ પાથરવાના આશયથી દિલ્હીના ચાંદની ચોકમાં ફાસીઓ ઉભી કરવામાં આવી હતી કેદ થયેલા બળવાખોરોને એક પછી એક એ ફાસી સન્મુખ લાવવામાં આવતા અંગ્રેજી કાયદા મુજબ તેમના સામેનો આરોપ જાહેર કરવામાં આવતો અને એક લશ્કરી અમલદાર કશુ સાંભળ્યા વિના તેમને ફાંસીની સજા ફરમાવતો. આવી રીતે સજા પામીને અનેક બળવાખોરો ફાસીએ ચડયા અને યમરાજના દરબારમાં પહોંચ્યા.

આ ક્રિયા બરાબર એક માસ થયાં ચાલુ હતી દરરોજ સવારમાં એ ચાંદની ચોકમાં આખું દિલ્હી એકઠુ થતુ અને અંગ્રેજ સત્તાનો પ્રભાવ પિછાની પાછુ ફરતુ એક દિવસ શાહજાદા મીરજા અને શાહજાદી મલકાનો વારો આવ્યો એ બન્નેને સેનાપતિ સન્મુખ ખડા કરવામાં આવ્યા તેમનાં નામ અને તેમનો આરોપ જાહેર કરવામા આવ્યો આરોપ રાજદ્રોહનો અને કેદ તોડી ન્હાસવાનો હતો તેને માટે સજા પણ ફાંસીની જ હતી

લશ્કરી અમલદારે સજા ફરમાવતા પહેલા આ બ ને બાળકો સામે જોયુ. તેમની નાની ઉમ્મર અને તેમનુ દુશ્મનના દિલમાં પણ કરુણા ઉપજાવે તેવું દયામણુ નિર્દોષ વદન તેણે જોયાં લશ્કરી તાલીમે શુષ્ક બનાવી મૂકેલા એ હૃદયમાં પણ દયાની સેરો ફુટી તે બધું ભુલી તેમના સામુ જ જોઈ રહ્યો, અને આ બાળકોને બચાવવા માર્ગ શોધવા લાગ્યો અંતે તેણે એ બન્નેને નાની ઉમ્મરને કારણે છોડી મુક્યાં

મિરઝા અને મલકા આ અમલદારને અંતરથી દુવા દેતાં ચાલી નીકળ્યાં તેમને ક્યાં જવું એ સૂઝતું નહોતું તેઓ દિલ્હીના દુર્ગની બહાર ગયા, અને ત્યાં થોડો વખત વિશ્રાંતિ લેવા અને ક્યાં જવું તેનો વિચાર કરવા બેઠાં. એટલામાં એક સિપાઈ આવ્યો અને એ બન્નેને પાછા સાહેબ પાસે આવવા કહ્યું.

મિરઝા આ સાંભળી સ્તબ્ધ બની ગયો. તેને થયું કે સાહેબે અમને જીવતાં ન રાખવાનું ઠરાવ્યું લાગે છે આપણને ફાંસી મળવાની છે મલકાના મનમાં પણ આજ વિચાર આવ્યો. ભાઈ-બહેને એક બીજા સામે જોયું, અને એ સિપાઈ સાથે સાહેબ પાસે પાછા જવા નક્કી કર્યું

તેઓ સાહેબ પાસે પહોંચ્યાં, ત્યારે સાહેબ લશ્કરી અદાલતમાં બેસી ફાંસીની આજ્ઞાઓ ન્હોતો આપતો તેનાં મ્હોં ઉપર યમરાજની ભીષણતા ન્હોતી તે પોતાના નાના બંગલના એક ઓરડામાં બેઠો હતો તેના ઉપર પિતાની પ્રેમાળતા શોભતી હતી સિપાઈએ બન્નેને સાહેબ પાસે રજુ કર્યાં.

સાહેબે બન્નેને પોતાને ત્યાં રાખ્યાં. મિરઝા અને મલકા આ ઉમરાવ અંગ્રેજ ને ઘરે બે વર્ષ સુધી રહ્યાં. તે પછી સાહેબને વિલાયત જવાનું થયું તેને આ બાળકોની ચિન્તા થઈ, અને પોતાના એક મિત્રને સોંપી તે વિલાયત ગયો

આ સાહેબને ત્યાં મિરઝા ગૃહકારભારીનું કામ કરતો; અને મલકા દાસીનું કામ કરતી. ત્યાંપણ તેમણે બેત્રણ વર્ષ કાઢ્યાં. તે દરમ્યાન મલકા ક્ષયરોગથી મરણ પામી અને મિરઝાને અંગ્રેજ સરકાર તરફથી માસિક પાંચ રૂપિયાનું પેન્શન મળ્યું. મિરઝાએ સાહેબની નોકરી છોડી, અને તે સ્વેચ્છાપૂર્વક ભટકવા લાગ્યો.

*　　*　　*　　*

એ વાતને આજે બરાબર અગીઆર વર્ષ થયાં. દિલ્હીની બજારમાં, એ ચાંદની ચોકમાં અને એ બાદશાહી કિલ્લા પાસે; એક

વૃદ્ધ ભિખારી ભટકતો હતો તેના મ્હો ઉપર દુનિયાની દરિદ્રતાએ અને દર્દોએ વાસ કર્યો હતો. તે અતિ પીળો અને ક્ષીણકાય લાગતો તેની આસપાસ દુર્ગંધનું વાતાવરણ વર્તતુ તેને જોનારને પોતાની નજર બીજી તરફ ફેરવી જવાની ફરજ પડે એવાં તત્ત્વો તેની આસપાસ ફરતાં તે અપંગ હતો તેના બન્ને પગો ઘુંટણથી ભાંગી ગયા હતા એટલે બન્ને હાથે પાવડીઓ બાંધી ઘુંટણ ઘસડતો તે બજારમાં ફરતો હતો તેના ગળામાં એક ઝોળી બાંધી હતી. માર્ગે જતા લોકો તેમાં પઇ પૈસો કે કંઇ ખાવનું નાંખતા અને તે ભિખારી તેમના અહેસાન ગાતો તે દિલ્હીના બાદશાહનો સૌથી નાનો બેટો મીરજા હતો

મિરજાને નોકરી છોડયા પછી અનેક વ્યસનો વળગ્યાં હતાં. જુવાનીમાં તેણે અનેક ન કરવાનાં કામો કર્યાં હતાં, અને તેમાં પોતાની માસિક પાંચ રૂપિયાની આવક ખર્ચવા ઉપરાંત બીજું ખુબ દેવું કરી તે ખુવાર થયો હતો. તેણે તેનું પેન્શન દેવા પેટે લેણદારને માંડી આપ્યુ હતુ હવે તેને ભીખમાંથી થતી આવક સિવાય કશી આવક ન્હોતી, કે ન્હોતી કશી મિલકત તેને દિલ્હીના ઘણાં માણસો ઓળખતાં અને તેની આ પામર દશા દેખી દયા ખાતા તેને કંઇક આપતાં મોગલ સમ્રાટનો પુત્ર તેની વૃદ્ધાવસ્થામાં એક કંગાલમાં કંગાલ ભિખારીની દશા અનુભવી, દિલ્હીના લોકોની દયા ઉપર જીવતો

આ વાત કાંઇ જુની નથી. ૧૯૧૧માં મિરજાને પગ ઘસડતો જોનારા અનેક માણસો દિલ્હીમાં અત્યારે જીવે છે

---

(૩)

## અનાથ રાજકુમાર

લાલ કિલ્લાના પાછળના ભાગમાં એક નાનો પણ અતિ સુંદર મ્હેલ હતો. બાદશાહી કુટુમ્બના નિવાસ-સ્થાન તરીકે આ કિલ્લો મોગલ સલ્તનતના પ્રારંભકાળથી વપરાતો હોવાથી, તેમા અનેક મહાલયો અને અનેક મ્હેલો હતા. એ બધામાં આ મ્હેલ જોબનવંતી સુદરી સમો શોભતો. તે વિલાસ અને વૈભવની સામગ્રીઓથી બાદશાહના રાજમહેલ જેટલોજ સમૃદ્ધ હતો તેમાં બહાદુરશાહના પિતરાઇ સરદાર મિરજા નવરોઝ હૈદરઅલી રહેતા

હૈદરઅલીને બાદશાહી ખજાનામાંથી સારૂં વેતન મળતું. આ ઉપરાંત તેમને સમ્રાટ શાહઆલમના સમયમાં અઢળક દ્રવ્ય મળેલુ એટલે તે બિલકુલ સંકોચ વિના, બાદશાહી રીતે રહેતા અને ખુબ સુખી જીવન ગાળતા. તેમને માહઆલમ નામનો એકનોએક પુત્ર હતો. બળવા સમયે માહઆલમની ઉમર માત્ર અગીઆર વર્ષની હતી

જ્યારે બળવાખોરો હાર્યા અને દિલ્હીનુ રાજકુટુમ્બ અને દિલ્હીના પ્રજાજનો દિલ્હી છોડી નાસભાગ કરવા લાગ્યા, ત્યારે માહઆલમની માતા પથારીવશ હતી. માહઆલમ અને તેના પિતા હૈદરઅલી તેની સારવારમાં હતા તેમની આ ગૃહ-ચિંતાથી તેમને બહારની દુનિયા સાથે ખુબ અંતર પડી ગયુ હતું. બળવાખોરો હાર્યા છે અને અંગ્રેજોએ દિલ્હીનો કબજો લીધો છે, એની તેમને કશી ખબર પણ ન્હોતી.

જે રાત્રે અંગ્રેજ સૈન્યે દિલ્હીના દરવાજા તોડી અંદર પ્રવેશ કર્યો, તે રાત્રે માહઆલમની માતાની માંદગી અતિ ગંભીર હતી. તે સાવ બેહોશ દશામાં બિછાને પડી હતી. તેની છેલ્લી ઘડીઓ ગણાતી હતી. માહઆલમ તેની મરતી માતાને માથે હાથ ફેરવતો ઓશીકે બેઠો હતો અને હૈદરઅલી કોઇ વૈદ્યને બોલાવવા શહેરમાં ગયો હતો.

વિજયના ઉન્માદભર અંગ્રેજ લશ્કર ચાલ્યુ આવતું હતુ-તેનો અવાજ સાંભળી લોકો પૃથ્વીના પેટમાં સમાવા છુપી રીતે દોડાદોડી કરી રહ્યા હતા એવે સમયે હૈદરઅલીને તબીબ ક્યાંથી મળે ? તે દિલ્હીના રાજમાર્ગ ઉપર આવ્યો, આસપાસ બધે નજર નાંખી, પણ તેને કોઇ માણસ ન દેખાયુ. તે ઉતરી ગયેલે મ્હોએ પાછો ફરતો હતો એવામાં તેને કાને લશ્કરી વાદ્યનો અવાજ અથડાયો. તે થડકીને થભી ગયો તેણે પાસેની શેરીમાં કેટલાક માણસોને દોડતા જોયા તે તે શેરી તરફ વળ્યો તપાસ કરતાં તેને જણાયુ કે અંગ્રેજ લશ્કરે દિલ્હીનો કબજો લીધો છે અને તે લાલ કિલ્લાનો કબજો લેવા જાય છે

હૈદરઅલીને આ સમાચાર વિજળીના કડાકા જેવા લાગ્યા તેને બળવાનો આવો અને આટલો વ્હેલો અંત આવશે એવી કલ્પના યે ન્હોતી. તબીબને શોધવાનુ છોડી તે ઝપાટાબંધ પાછો ફર્યો અને ટુંકે માર્ગે થઇ પાછળને બારણેથી લાલ કિલ્લામાં પહોંચ્યો.

હૈદરઅલીએ લથડને પગલે પોતાની પત્નીના ઓરડામા પ્રવેશ કર્યો પ્રવેશ કરતાં જ તેણે સામે પથારી ઉપર નજર નાખી પથારીમા તેની સ્ત્રી એવી ને એવી અચેતન દશામાં પડી હતી અને પાસે માહઆલમની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી જતી હતી હૈદરઅલીને આવતો જોઇ માહઆલમે માથુ ઉંચું કર્યું અને પોતાની માતાની સ્થિતિની વાત કરી. તેમના એ મ્હેલમાં એ સમયે બાપ, દિકરો અને પથારી પર પડેલી મા સિવાય કોઇ ન્હોતું.

હૈદરઅલી પથારી પાસે ગયો અને ઓશીકે બેઠો તેણે પોતાની પ્રિયતમાનુ માથુ ધીમેથી ઉંચક્યુ અને પોતાના ખોળામાં લીધું. તે તેના મ્હો ઉપર હાથ ફેરવવા લાગ્યો. તેની આંખો એ કમળ લોચનવાળા અને ફીક્કાશને લીધે વધારે મનોહર લાગતા પોતાની અર્ધાંગનાના ચ્હેરા ઉપર ચોંટી રહી આ સ્થિતિમાં તે થોડીવાર સુધી બેસી રહ્યો એવામાં તેની પત્નીની આંખો એકાએક ઉઘડી. બન્ને એક બીજા સામુ સ્થિરતાપૂર્વક જોઇ રહ્યાં અંતરથી સંભવતઃ

આંચકો વાગ્યો હોય તેમ તે આંખો પાછી એકાએક મિંચાઈ–અને તે પાછી કદી ઉઘડી જ નહીં

પોતાની પત્નીના પ્રાણ ચાલ્યા ગયા છે તેની તેને ક્યાંય સુધી ખબર પડી નહીં તે તેના મ્હોં સામુ જોતો ક્યાંય સુધી બેસી રહ્યો અને તેણે તેનો હાથ હાથમાં લીધો, તેની છાતી ઉપર કાન માંડ્યા, ત્યારે તેને ભાન આવ્યું કે પ્રિયા તો ચાલી ગઈ.

માહઆલમને પણ પોતાની માતા મૃત્યુ પામી એ સમજાયું. તેણે 'ઓ મા !'–એમ એક ચીસ પાડી અને તે મોટે સાદે રોવા લાગ્યો. હૈદરઅલી અત્યાર સુધી સ્તબ્ધ બેઠો હતો. તેણે પણ પુત્રની સાથે રોવા માંડ્યું લાલ કિલ્લામાં તેમને શાન્ત રાખનાર અત્યારે કોઈ ન્હોતું આસપાસના પત્થરોને આંખો અને મ્હોડું હોત, તો તે પણ આ પિતાપુત્રની સાથે સાદ પુરાવી આંસુની નદીઓ ચલાવત એવો કરુણ તે પ્રસંગ હતો.

ક્યાંય સુધી પિતાપુત્રે આમ રડ્યા કર્યું. હૈદરઅલી કે માહઆલમ બેમાંથી કોઇને શું કરવું તે સુઝતું નહીં. આખી જીન્દગીમાં આવો પ્રસંગ તેમણે કદી જોયો ન્હોતો મુસલમાની રીત મુજબ કફનવિધિ કે દફનક્રિયા કેમ કરાય તે તેમને આવડતું ન્હોતું તેમની બન્ને દાસીઓ બહાર ચાલી ગઇ હતી દિલ્હીમાં લુંટ ચાલતી હતી અને માણસો માથાં વિનાના બની ન્હાસતા હતા એટલે કફનનો સામાન બજારમાંથી મળે તેમ નહોતું. માગ્યા મૂલ આપતા, અંતિમ ક્રિયા કરવા માટે કોઈ સૈયદ પણ મળવો મુશ્કેલ હતો. પિતા પુત્ર આ સ્થિતિનો વિચાર કરતા, અગમ્ય વિધિને અંતરની વદના દેતા મુડદાની પાસે બેઠા હતા

આમને આમ બે ત્રણ કલાક ચાલ્યા ગયા એટલામાં અંગ્રેજી લશ્કર લાલ કિલ્લામાં પેઠું એવા ભણકાર તેને કાને આવ્યા પોતાની પ્રિયતમાને આમ મૂકી ન્હાસવું પડશે એવો તેને ખ્યાલ આવ્યો. તેમાંથી એ ન સંખાયું. તે એકદમ ઉભો થયો તેણે, જેમ આવડે તેમ પોતાની પત્નીની છેલ્લી ક્રિયાઓ સત્વર કરી નાંખવાનો નિશ્ચય કર્યો.

લાસને તેણે જમીન ઉપર લીધી, અને ૧૦૮ લોટા પાણી રેડી ૧૦૮ વખત સ્નાન કરાવ્યું. કફન ક્યાંથી લાવવું? તેણે પાસેના પલંગ પર નજર નાંખી તેના ઉપર બે ઉજળી ચાદરો પડી હતી તેણે તે ઉપાડી લીધી અને લાસને તેમાં લપેટી લીધી. કફનવિધિ તો થઇ હવે દફન ક્યાં કરવું? બહાર લઇ જવાનો તો સમય ન્હોતો અને સમય હોય તો પણ તેમ કરવું અશક્ય હતુ. તે પાસેના ઓરડામાં ગયો, અને એકલે હાથે તેના ખુણાનાં ચાઠીઆ તોડી એક ભોંયરા જેવો ભાગ ખુલ્લો કર્યો અને અંદર પોતાની પ્રિયા માટે આરામગાહ રચી. આ બધો સમય માહ-આલમ તો પથારી ઉપર બેઠા બેઠા ઝુરતો હતો.

હૈદરઅલી પોતાની પત્નીને લેવા પાછો ગયો તેને ઉચકતાં પહેલાં તે ઘડીવાર તેના સામું જોઇ રહ્યો તેનું હૈયું હાથ ન રહ્યું. તેના અંતરમાંથી ચીસ છુટી પડી તે ફરીવાર મોટે સાદે રોવા લાગ્યો.

આમ રૂદન કરતો તે ઉભા હતો. એટલામાં તેના દિવાન-ખાનાનું બારણું તૂટયુ હોય એવો અવાજ આવ્યો

હૈદરઅલીનું રૂદન રૂંધાઇ ગયુ. તે સ્તબ્ધ બની ગયો લાલ કિલ્લો તુટયો, અને અંગ્રેજ લશ્કર આવી પહોંચ્યુ એ ખ્યાલ ઝપાટાબંધ તેના મગજમાંથી પસાર થઇ ગયો આવા કસોટીના પ્રસંગોએ તેની બુદ્ધિ વધારે ધારદાર બનતી. સામાન્ય પ્રસગોમાં તેનો લહેરી સ્વભાવ તેને નિશ્ચયાત્મક ન બનવા દેતો, પણ આપ-દના પ્રસગોએ તો તેની બુદ્ધિ અત્યત ત્વરાપૂર્વક નિર્ણયો કરી નાંખતી અને એટલીજ ત્વરાથી તેનું પહેલવાન શરીર તેનો અમલ કરતું.

તેણે પોતાની વેરઇ જતી શક્તિઓ એકત્ર કરવા પ્રયત્ન કર્યો અને ગુમાવેલું મનોસ્વાસ્થ્ય પાછુ પ્રાપ્ત કર્યું. તે ઘુટણ પર નીચો નમ્યો અને હાથનો ખોબો રચી, તેમાં પોતાની પ્રિયતમાના મૃતદેહને ધીમેથી ઉંચકી લીધો. તે, પાસેના ઓરડામાં જ્યાં તેણે આરામગાહ બનાવી હતી, તે તરફ વળ્યો; પણ ત્યાં તો તેના

પોતાનાજ ઓરડાનાં બારીબારણાંઓ તેણે તૂટતાં સાંભળ્યાં અને એ તૂટેલાં બારણાંઓ વચ્ચે ઉભેલા યમના દૂત સમા ચાર પાંચ વિકરાળ ચ્હેરાઓ તેણે જોયા. તે ચમક્યો અને પાછો ફર્યો. એટલામાં તો એક મજબુત હાથ તેના ગળા ઉપર પડ્યો અને એક આકરી પાટુ તેના પગ ઉપર લાગી તે લથડ્યો, પણ એ પગ પહોળા કરી, હાથમાંના મૃતદેહને બરાબર સાચવી તે સ્થિર ઉભો રહ્યો.

તેણે આસપાસ એક વસ્તુમાળી નજર નાંખી, અને વસ્તુસ્થિતિ સમજી લીધી આઠદશ ગોરા અને દશપંદર શીખ સિપાઇઓથી તેણે પોતાને ઘેરાયેલો જોયો. પોતે પરવશ અને નિરૂપાય છે એ તેને સ્પષ્ટ દેખાયું.

આ સિપાઇઓ વાઘ વરૂઓ જેવા હતા કોઇ રાજા કે અમીરના સગ્રહસ્થાનમાં દીર્ઘ કાળ સુધી કેદ સેવ્યા પછી એકાએક નાસી છુટ્યા હોય એવી તેમની મનોદશા હતી તેમની ક્ષુધા અતિ તીવ્ર હતી તેમની આંખોમાં જ ગલી તેજ ચમકતું હતુ તેમણે મુર્છિત દશામાં પડેલા માહઆલમને જોયો, મૃતદેહને ઉપાડી ઉભેલા હૈદરઅલીને જોયો પણ એ બધાથી તેમના અસંસ્કારી આત્મા ઉપર કશી અસર થઇ નહીં. ઉલટું, તેમના પ્રહારને ન ગણકારતાં હૈદરઅલી સ્થિર ઉભો હતો તેથી તેમને ક્રોધ થયો. ચાર સિપાઇઓએ સાથે ધસી હૈદરઅલી ઉપર આક્રમણ કર્યું અને તેને ક્રૂર રીતે પછાડ્યો

હૈદરઅલી પડ્યો, પણ તેણે પોતાની પ્રિયતમાને છોડી નહીં. તે તેને છાતી સાથે ચાંપી ચત્તોપાટ સૂતો સિપાઇઓથી આ ન સહેવાયું. તેમણે બળાત્કારપૂર્વક એ પ્રેમીયુગલને છુટું પાડ્યું. હૈદરઅલીની છાતીએથી તેની પ્રિયાના મૃતદેહને ઝોંટી, તેમણે તેને એક ખુણામાં ફેંકી દીધો. હૈદરઅલી આ બધુ લાલ લોચને જોઇ રહ્યો પણ તેનાથી એ ન જોવાયુ તેની આંખે તમ્મર આવ્યાં. તેની શુદ્ધિ ચાલી ગઇ. તે પાછો જ્યારે શુદ્ધિમાં આવ્યો, ત્યારે તે અને

તેનો પુત્ર સામસામાં ખુણામાં દોરડાના સખ્ત બંધથી બધાયેલા પડયા હતા.

સિપાઇઓએ ઘરના માલિકને મુશ્કેટાટ બાંધી એ ઘરમાં નિરંકુશ વિચરવા માંડ્યુ. તેઓ ઘરના ખડે ખડમા અને ખુણેખુણામાં ફરી વળ્યા જેટલુ લેવા જેવુ લાગ્યુ, તેટલુ બધુ એકઠું કર્યું અને બીજાનો ભુક્કો કરી નાખ્યો. તેઓએ હૈદરઅલીના પેટીઓ અને પટારાઓ, કબાટો અને ઘરકોતરાઓ—એ બધુ તોડી નાંખ્યુ, તેના નાના પુસ્તકાલયને આગ લગાવી, શિલ્પના અને કલાના પુરાણા નમુનાઓનો સહાર કર્યો અને સમ્રાટના કુટુમ્બીઓને પહેરવાના રત્નજડિત આભુષણોનાં પોટલાં બાંધ્યાં

એ કામ કરી તેઓ પાસેના મકાનમાં બેઠા ત્યાં હૈદ-રઅલીનો દાસસમુદાય રહેતો અગ્રેજોએ દિલ્હીનો કબજો કર્યાના સમાચાર સાંભળી, માહઅલમની માતા મૃત્યુને બિછાને છતાં તેઓ નાસી ગયાં હતાં. પણ લાલ કિલ્લાની લુટ કરી સિપાઇઓ પાછા ચાલ્યા ગયા છે એમ જાણી એ દાસીઓ ખાનગી માર્ગેથી પાછી આવેલી આ નરપશુઓએ એ નારીઓને જોઇ, તેમને ચોટલેથી પકડી નીચે પછાડી અને તેમના દેહને અભડાવ્યો

અંતરના અસુરને સંતોષી તેઓ પાછા વળ્યા પણ ત્યાં તો એક વાત તેમને યાદ આવી પેલા પોટલાઓ ઉપાડવા એ દાસી-ઓને સાથે લઇ લેવાનુ તેમને ઠીક લાગ્યુ તેઓ તેમને બોલાવવા પાછા ગયા. દાસીઓએ આવવામાં જરા વિલંબ કર્યો એટલે આ સિપાઇઓએ તેમને ચોટલેથી ધસડી સાથે લીધી.

દાસીઓને ત્યાં લાવી, પેલા પોટલા વાસે બેસાડી, સિપા-ઇઓ હૈદરઅલીના ઓરડામાં ગયા, હૈદરઅલી આખો માચી ખુણામા પડયો હતો. તેમાથી ધીમે વેગે આંસુઓ ટપકતા હોય એમ તેની પાસે પલળેલી જમીન કહેતી હતી બદીવાન થયા પછી હૈદરઅલીના મનમાં અનેક તર્કો થઇ રહ્યા હતા. શહેનશાહનોના સુર્યાસ્તો આવા અસુખકર હશે અને તે સમયે શહેનશાહના કુટુમ્બીજનો હોવાનો

ગુન્હો કરનારાઓને આટલી આકરી શિક્ષાઓ સહવી પડતી હશે, તેનો તેને ખ્યાલ સરખોયે ન્હોતો. આજના એ ઘડીના પ્રત્યક્ષ અનુભવથી તે નિષ્પ્રાણ બની ગયો હતો. પ્રિયતમાના કરૂણ અંતથી અને એ અંત પછી સિપાઈઓએ કરેલા અનેક ક્રૂર આચરણોથી હૈદરઅલીના દિલમાં દાવાનળ પ્રગટયો હતો. તે અંદરથી સળગી રહ્યો હતો, પણ પોતે નિરૂપાય હોવાને કારણે, તેની એ જ્વાળાઓ આંખોમાંથી ધગધગતા અશ્રુ પ્રવાહરૂપે બહાર નીકળતી હતી

હૈદરઅલી એ ઉદ્વેગમય દશામાં નીચી, આંખે સૂતો હતો. સિપાઈઓનાં પગલાંનો સખ્ત અવાજ સાંભળી, તેની આંખો અર્ધી ઉઘડી. સિપાઈઓને પોતાની તરફ આવતા દેખી તે પાછી મીંચાઈ.

માહઆલમ પણ એજ વિષાદમય સ્થિતિમાં સામા ખુણામાં પડયો હતો. એ બાળકના વદન ઉપરથી છેલ્લા બે દિવસના પરિતાપે પ્રતાપ હરી લીધો હતો. તે સાવ નિસ્તેજ અને નિર્બળ લાગતો. તેના બાલ-મગજને તો આ કશું બીલકુલ સમજાતું નહોં તેને તેની પ્રિય માતા મરી ગઈ એ સમજાયું હતું અને તેથી તેને અનંત અને અવર્ણનીય દુ:ખ થતું. તેથી તેને વારંવાર મુર્ચ્છાઓ આવતી અને તેમાંથી તે જાગતો, ત્યારે માતાના મૃતદેહને દેખી માથાં પછાડતો. આ ઉપરાંત પોતાને અને પોતાના પિતાને બંદીવાન દેખી, અને સિપાઈઓએ ઘડી પહેલાં ગુજારેલા અત્યાચારો યાદ કરી તે ત્રાસતો, અને તેના નિર્દોષ મન સન્મુખ સેતાનની ભીષણ મૂર્તિ ખડી થતી સિપાઈઓને આવેલા જોઈ તે કમ્પ્યો.

સિપાઈઓમાંથી બેએ આગળ આવી બાપ દિકરાના પગ બેડ્યા અને ઉભા થવા અજ્ઞા કરી હૈદરઅલી ડહાપણ વાપરી ઉભો થઈ ગયો, પણ માહઆલમ ન થયો. તે દુ:ખના ભાર નીચે દબાએલો હોવાથી તેને બેઠા થવાનું મન થયું નહીં. તેમજ આવી રીતે આજ્ઞાઓ સાંભળવાનો તેને અભ્યાસ ન્હોતો. કે પરિસ્થિતિ સમજી તે મુજબ વર્તવા જેટલો તે પ્રૌઢ ન્હોતો સિપાઈએ પાટુ મારી હૈદરઅલીથી આ ન જોવાયું તેણે માહઆલમના સામું જોયું, તેનું પિતૃવાત્સલ્ય નિર્વાચ ન રહી શક્યું. 'બેટા, બેઠા થા "

માહઆલમે પિતાના ધ્રુજતા શબ્દો સાંભળ્યા. તેણે બેઠા થવાનો પ્રયત્ન કર્યો પણ તેનાથી તે ન થઇ શક્યું તેના પગના બંધો એવી રીતે બાંધેલા હતા કે એ સ્થિતિમાં ઉભું થઇ શકાયજ નહીં. સિપાઇએ બંધો તોડયા માહઆલમ ઉભા થયો. તે એટલો નિર્બળ હતો કે તેનાથી ઉભું થી શકાતુ ન્હોતું ધ્રુજતો હતો. તેના પગ વળી જતા હતા તેણે પાસેની દીવાલનો ટેકો લીધો.

સિપાઇએ તેમને પોતાની પાછળ આવવા આજ્ઞા કરી. પિતા પુત્ર બન્નેએ શિર ઝુકાવ્યુ. હૈદરઅલી પોતાની પ્રાણપ્રિયાના મૃતદેહને એની એ સ્થિતિમાં મૂકી સિપાઇની આજ્ઞા મુજબ તેમની પાછળ ચાલ્યો માહઆલમ તેની પાછળ ચાલતો હતો. બન્નેની આંખમાંથી આંસુની ધારાઓ ચાલી જતી હતી હૈદરઅલી વારવાર પાછળ નજર નાંખતો હતો, અને પ્રિયાનો પ્રાણહીન દેહ દેખી નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ વરસાવતો હતો ઓ ખુદા ! તૈયાર કરેલી કબરમાં પ્રિયતમાને પોઢાડવાનો—દફન કરવાનો યે તેના પતિને અધિકાર નહી ?

પિતા અને પુત્ર બન્નેએ ઉકળતા નિઃશ્વાસની અને ધગધગતા અશ્રુઓની એ મૃતદેહને અનેક અંજલિઓ ધરી સિપાઇઓ આ બધુ જોતા આગળ ચાલતા હતા એ મૃતદેહને છેલ્લા સત્કાર કરવા દેવાની કરુણા આ સિપાઇ—હૃદયમા ક્યાંથી ઉગે ? અને આજે તો પશુવૃત્તિએ તેમના હૃદયનો કબજો કરી લીધો હતો

તેઓ બધા ઝવેરાતના ઓરડામાં આવ્યા હૈદરઅલીએ પોતાની બે દાસીઓને ત્યાં જોઇ એ બન્નેની બેવફાઇ ઉપર તેને તિરસ્કાર આવ્યો, ચાલાક દાસીઓ એ સમજી ગઇ અને શરમથી મ્હો નીચુ નમાવી ઉભી રહી. હૈદરઅલીએ ઓરડામા નજર કરી, બધુ મેદાન મેદાન થઇ ગયેલું જોયુ સામી દિવાલ ઉપર તેની પ્રિયાની એક સુંદર તસ્વીર રહેતી તેનો પણ તેણે ભુક્કો થઇ ગયેલો જોયો. પણ એ બધાનો શોક કરવાનો તેના શોકપૂર્ણ હૃદયને અવકાશ ન્હોતો

સિપાઇઓએ પિતૃપુત્રના બધા બંધ તોડી નાખ્યા, અને તેમને અને પેલી દાસીઓને ઝવેરાતનું એકેક પોટલું ઉપાડી આગળ ચાલવા ફરમાવ્યું.

હૈદરઅલીએ ચુપચાપ એ આજ્ઞા ઉઠાવી લીધી પેલી દાસીઓ પણ પોતપોતાને માથે પોટલાં મૂકી તૈયાર ઉભી માહઆલમથી તેને હિસ્સે આવેલું પોટલું ન ઉચકાયું કિશોર વયના અને સુકુમાર શરીરવાળા એ બાળક માટે પણ સિપાઇએ એ તો એક સરખું વજનદાર પોટલું જ રાખેલું માહઆલમ તે ઉંચકવા જતાં, ન ઉંચકાયાથી નીચે બેસી ગયો હૈદરઅલી આ દૃશ્ય અતિ ગમગીન નજરે જોઇ રહ્યો પેલી દાસીઓ પણ તે જોતી ઉભી હતી. પણ સિપાઇઓની હાજરીમાં કોઇની કશું કરવાની હિમ્મત ચાલી નહીં.

'ચાલો, જલ્દી કરો' સિપાઇઓની લશ્કરી આજ્ઞા છુટી

માહઆલમે તે પોટલું માથે મૂકવા ફરીવાર પ્રયત્ન કર્યો. પણ તેનાથી તે ન થઇ શક્યું તેણે તેની આંખો ઉંચી કરી અને એ દીન આંખોએ પ્રથમ સિપાઇઓ સામે, પછી પેલા દાસીઓ સામે અને છેવટે પોતાના પિતા સામે જોઇ રહ્યો તેમાં કૃપાની અને મદદની યાચના લખી હતી.

સિપાઇઓને જવાની ઉતાવળ હતી. એટલે આ વિલમ્બ જોઇ તેમની આંખોમાં રતાશ વધતી જતી હતી પેલી દાસીઓ ધ્રૂજતી ઉભી હતી શાહજાદાને માથે પોટલું ચડાવવાની તેમનામાં હિમ્મત ન્હોતી હૈદરઅલીને પણ સિપાઇઓનો બહુ ડર લાગતો હતો. પણ તેનાથી આ દૃશ્ય દેખ્યું જાતું ન્હોતું તેણે બધી હિમ્મત એકઠી કરી અને પોતાનું પોટલું નીચું ઉતારી તે માહઆલમ પાસે ગયો. માહઆલમના બે હાથ ઝાલી તેને બેઠો કર્યો, અને તેને માથે પોટલું ચડાવ્યું તેણે માહઆલમની પીઠ ઉપર હાથ ફેરવ્યો અને હોશિયાર બનવા અને ખુદાની આ બક્ષીની ખુશમિજાજીથી બરદાસ્ત કરી લેવા બે ડાહ્યા વચનો કહ્યાં. માહઆલમનો વ્યાકુળ અને ક્ષુબ્ધ ચહેરો અનેક મૂક પ્રશ્નો પૂછી રહ્યો હતો અને તેની જીભ કંઇક બોલવા પ્રયત્ન કરતી લાગતી હતી પણ ત્યાં તો તેણે સિપાઇઓનો રોષ ભર્યો અવાજ સાંભળ્યો હૈદરઅલી એકદમ પાછો ફર્યો, પોતાનું પોટલું માથે ચડાવી લીધું અને પેલી દાસીઓની સાથે તૈયાર ઉભો.

માહઆલમ પણ પોટલું ઉચકી, તેને બન્ને બાજુએ બે હાથે પકડી એક પડખે ઉભો હતો

સિપાઇઓએ જે ચારેને બહાર નીકળી ચાલવા માંડવા કહ્યું ચારેએ ચાલવા માંડયું આગળ બે દાસીઓ હતી, વચમાં માહ-આલમ હતો અને પાછળ હૈદરઅલી ચાલતો સિપાઇઓ મોથી પાછળ હતા હૈદરઅલી ઓરડામાંથી બહાર આવતાં, બારણાં વચ્ચે જરા થભ્યો, પોતાના પ્રિય પણ અત્યારે બેહાલ બની ગયેલા દિવાન-ખાના ઉપર તેણે છેલ્લી મમતાભરી નજર નાખી તેણે પોતાના એ પ્રિય પુસ્તકોની રાખ અને એ પ્રિય તસ્બીરોના ટુકડા છેલ્લી વખત જોઇ લીધા અને એક નિ:શ્વાસ મૂકીને આગળ ચાલ્યો

આગળ ચાલતાં તેઓ, જે ઓરડામાં તેની પ્રિયતમાની લાસ પડી હતી, તેની પાસેથી નીકળ્યા સિપાઇઓ પેલા ઓરડામાં રોકાયા હતા, એટલે તેમની આ મંદ ગતિને કે તેમના એ લાગણીના આવિર્ભાવને કોઇ અટકાવે તેમ ન્હોતું હૈદરઅલી ભાંગેલા બારણાંઓ વચ્ચેથી પોતાની પ્રિયતમાને એ દુર્દશામાં સૂતેલી જોઇ રહ્યો એ મૃતદેહ પગથી માથા સુધી શ્વેત ચાદરમાં લપેટેલો હતો, પણ હૈદરઅલીની આંખો તે એ ચાદરના પડદા ચીરી, તેમની પ્રિય વસ્તુને બરાબર નિરખી રહી હતી. બે ચાર મિનિટ તે આમ ઉભો રહ્યો, અને પ્રભુનો, આ છેલ્લો અવસર આપવા માટે અહેસાન માન્યો. તેના દિલમાં દિલગીરી તો ખુબ હતી, પણ તેમાંથી તીવ્ર સંતાપ એ હતો કે, કબ્ર તૈયાર છતાં, એ કબ્રમાં પોતાની પત્નીને દફન કરવાનો તેને અધિકાર ન્હોતો ! તેને તેની દોલત અને મિલ્કત ફના થતી જોઇ બહુ ન્હોતું લાગતું, તેનું સુખ અને સાહ્યબી લુંટાતી જોઇ, તેને બહુ અફસોસ ન્હોતો થતો પોતાની જાત ઉપર આવી પડેલી આફતોથી તેને બહુ દુ:ખ ન્હોતું જણાતું પણ પોતાની મૃત પ્રિયતમાની આ દશા દેખી તેના જીગરમાં ખંજરો ભોંકાતાં હતાં, અને અતિ લાડપૂર્વક ઉછેરેલા પોતાના એકના એક પ્યારા પુત્રને આમ તરફડતો જોઇ તેને પારાવાર વેદના થતી હતી

હૈદરઅલી પોતાની પ્રિયા તરફ જેમ જેમ વધારે જોતો, તેમ તેમ તેની આંખોની તૃષા વધતી જતી તેના મ્હોં ઉપર અત્યારે કાવ્યમય કરુણ પથરાઇ હતી તે પોતે, પોતાની પ્રિયતમાની યાદમાં લખાયેલા સ્મરણ-કાવ્યની પ્રતિમા સમો લાગતો તેનો આત્મા ઝુરતો હતો

આમ તે ઉભો હતો, ત્યાં અંદરના ઓરડામાંથી કંઇક અવાજ સંભળાયો પેલા સિપાઇઓ આવતા હોય તેવો તેને ભાસ થયો પોતાની લાગણીઓને દબાવી, પોતાની નજર સન્મુખ નાશ પામતા પોતાના એ સ્વર્ગ સામે આંખો મીંચી, તેણે આગળ પગ માંડવાનો પ્રયત્ન કર્યો, પણ પગ ઉપડયા નહીં, જાણે તે જમીન સાથે જડાઇ ગયા હોય તેવું લાગ્યુ તેણે પાછળના ઓરડા તરફ દૃષ્ટિ કરી, પણ સિપાઇઓ કે કોઇ આવતુ હોય એવું ન લાગ્યુ. એટલે ફરી વાર તે પ્રિયાના દેહ સામુ જોતો ઉભો, અને પ્રેમ-સમાધિમાં લીન થયો હૈદરઅલી શાણો અને સમય-સૂચક હતો, પણ તેના અંતરમાં વધતી જતી નિરાશા અને આવેશથી તેની બેપરવાઇ વધી હતી

હૈદરઅલીએ એ આવેશમય દશામાં ખૂબ વિચારો કર્યા, તે મનમાં થયુ કે આ મકાન નિર્જન બન્યા પછી મારી પ્રિયાના આ દેહના શા હાલ થશે ? જે દેહ મારા આ સુંદર આવાસમાં પુષ્પોની ખુશબો પ્રસારતો, તે સડવા માંડશે, તેમાંથી દુર્ગંધ છુટશે અને એથી આકર્ષાઇ ગીધ અને કાગડાઓ મારી પ્રિયતમાને ચુંથશે ! ઓ ખુદા ! આ ખ્યાલ મારાથી નથી સહન થતો હૈદરઅલીની આંખો આગળ, તેની ઓની કાયા ગીધ અને કાગડાઓ ચુંથતા હોય એવો ચિતાર ખડો થયો.

હૈદરઅલીએ સિપાઇઓને વિનવવા વિચાર કર્યો, તેમની પાસેથી એ બાલને દફન કરવા જેટલી પરવાનગીની ભીખ માગવાનો વિચાર કર્યો, પણ એજ નરપશુઓએ તેની છાતીએથી એ મૃતદેહને ઝોંટી દૂર ફેંકી દીધો હતો, એ તેને યાદ આવ્યું. સિપાઇઓ પ્રત્યે તેને તિરસ્કાર છુટયો તેમના હૃદયમાં

ભાવાન્તરમાં જગાડવા એ તેને અશક્ય લાગ્યું, અને શક્ય હોય તો પણ એમની પાસે યાચના કરવી એમાં તેને ગૌરવહાનિ લાગી હૈદરઅલીએ. પોતે એકલોજ અને સ્વતંત્ર છે એમ માનીને પોતાની પ્રિયાનુ દહન કરી નાંખવા નિશ્ચય કર્યો.

તેણે પોટલુ નીચું ઉતાર્યું, અને પોતાની પ્રિયાના ઓરડામાં પેઠો. તેણે એ લાસને બે હાથમાં ઉપાડી, અને જ્યાં કબ્ર તૈયાર કરી હતી, તે ઓરડા તરફ ચાલ્યો. તેણે લાસ સહિત નિર્વિઘ્ને ઓરડામાં પ્રવેશ કર્યો

સિપાઈઓ પાસેનાજ ઓરડામાં હતા. તેઓ જવાનીજ તૈયારી કરતા હતા ત્યાં તેમણે આ અવાજ સાંભળ્યો તેમના કાન ચમકયા. તેમના કેદીઓને આમ એકલા મૂકી દીધા એ ઠીક ન કર્યું એમ તેમને લાગ્યુ તેમનામાંથી બે ચાર પાસેના ઓરડા તરફ વળ્યા અને બાકીના, જયાં માહઆલમ અને પેલી દાસીઓ ઉભી હતી તે તરફ ગયા

હૈદરઅલીના ઓરડામાં પેસતાં, સિપાઈઓએ તેને બે હાથમાં કંઇક ઉપાડી ઉતાવળે પગલે ચાલ્યો જતો જોયો. તેમણે પડકાર કર્યો. હૈદરઅલીએ પાછી નજર કરી, તેના હોશકોશ ઉડી ગયા, પણ તરતજ તેણે સ્વાસ્થ્ય મેળવી, પ્રથમ પહેલાં એ મૃત-દેહને કબ્રમાં સુવાડી દેવાનો વિચાર ગોઠવ્યો તે પેલા તૈયાર કરેલા ખાડા તરફ દોડયો સિપાઈઓના મનની શંકા મજબુત થ. તેમને ખૂબ રોષ ચડયો તેમનામાંથી એકે કેડેથી ખંજર કાઢી હૈદરઅલી સામે ફેંક્યુ. તેમની અને હૈદરઅલીની વચ્ચે બહુ અંતર ન્હોતું, છતાં એ ખંજર નિશાન ચુકયુ અને હૈદરઅલીના ડાબા હાથ સાથે અથડાઈ ચાલ્યુ ગયુ.

હૈદરઅલી એ ખાડા પાસે આવ્યો. તેને સમજાયું કે તે કોઇ રીતે ફાવશે નહીં, સિપાઈઓ તેને જરૂર દહન કરવા નહીં આપે. આટલો મરણીયો થયા પછી પણ—અરે, કબ્રની પાસે પહોંચ્યા પછી પણ પોતાની પ્રિયતમાની લાસ આમ રઝળશે એ વસ્તુસ્થિતિ જોઇ તેનો

આવેશ-જ્વર ઉતરી ગયો. લાશને પોતાની પડખે મૂકી, અને બે હાથ વતી આંખો બંધ કરી બેસી ગયો.

સિપાઈઓ પાસે આવ્યા. તેમણે ખાડો, ખાડાને કાંઠે પડેલી એ લાશ અને તેની પડખે બેઠેલો હૈદરઅલી એ ત્રણે જોયાં. રણભૂમિ ઉપર મુડદાંઓની છાતી ઉપર પગ દઈને ચાલનારા અને અનેક લાશોને જેમ તેમ રઝળતી જોવાને ટેવાએલા એ સિપાઈઓને આ હૈદરઅલીની વેદના ક્યાંથી સમજાય ? સાચા દંપતી-પ્રેમના સુખનું સ્વપ્નું સરખું જેમણે કદી અનુભવ્યું ન હોય, તેમને યુગલ તુટતાં પાછળ રહેલા પ્રેમીની શી દશા થાય છે તે ક્યાંથી સમજાય ? તેમણે તો પહેલો પ્રશ્ન જ પેલી પોટલીનો કર્યો.

હૈદરઅલી નિરૂત્તર રહ્યો. પાછળ ઉભેલા સિપાઈએ તેના વાળ ખેંચ્યા અને જવાબ દેવા આજ્ઞા કરી. હૈદરઅલીના મ્હોંમાંથી, તો યે, કશો જવાબ નીકળી શક્યો નહીં. હૈદરઅલીની વાચા મરી ગઈ હતી.

સિપાઈઓએ તેને ખુબ માર્યો, અને છેવટે તેની પાસેથી કશો જવાબ ન મળતાં, તેને ઘસડી ઓરડાની બહાર કાઢ્યો. હૈદરઅલી ઘસડાયો, અંતે સિપાઈઓની આજ્ઞાથી ઉભો થયો અને તેમની સાથે ચાલ્યો. તે કશું બોલતો ન હતો, તેમજ કશા તરફ નજર પણ કરતો ન હતો. નીચી નજરે અને ચુપચાપ તે સિપાઈઓની આજ્ઞા પ્રમાણે ચાલ્યો જતો હતો. તેના મ્હોં ઉપરની કરુણા ધીમે ધીમે અપ્રકટ ક્રોધનું રૂપ ધરતી જતી હતી તે અંદરથી સમજાતી રહ્યો હતો. તેના દિલમાં વેર લેવાની પ્રબળ લાગણી જન્મી હતી. અને દરેકે દરેક પ્રસંગ તેને પ્રબળતર બનાવતો જતો હતો. પણ તેની બુદ્ધિ દશબાર સિપાઈઓને જોઈ, જ્વાળામાં ઉતરવું એ બેવકુફી છે એમ તેને સમજાવતી અને તે બધું સહન કરતો સિપાઈઓની આજ્ઞાઓ શાંતિપૂર્વક ઉઠાવ્યે જતો.

સિપાઈઓ અને હૈદરઅલી જ્યાં બીજા સિપાઈઓ અને ચેલી દાસીઓ ઉભાં હતાં ત્યાં આવ્યા. આ સિપાઈઓએ તેમના

સાથીઓને હૈદરઅલીની મેલકુરીની વાત કહી. બધા હળવે હૈયે હસ્યા. હૈદરઅલીને તેનું પોટલું ઉપાડી લેવાની આજ્ઞા થઈ. હૈદરઅલીએ તે ઉઠાવી લીધું, અને બધાં ઊપડવાને તૈયાર થયાં.

છ સિપાઈઓ આગળ ચાલ્યા. વચમાં બે દાસીઓ, માહઆલમ અને હૈદરઅલી રહ્યાં અને પાછળ બીજા સિપાઈઓએ ચાલવા માંડયું. તેઓ બધા એ રીતે હૈદરઅલીના મકાનની બહાર નીકળ્યા. હૈદરઅલીએ અચકાતા અચકાતા છેલ્લી વખત પાછી નજર કરી અને મોંથી પાછળના ભાગમાંથી ગોટેગોટ ધુમાડાઓ નીકળતા જોયા. સિપાઈઓએ મકાનને આગ લગાવી હતી.

હૈદરઅલી અને સિપાઈઓ લાલ કિલ્લાની બહાર નીકળ્યા. સિપાઈઓમાંથી ત્રણ ગોરાઓ હૈદરઅલીની સાથે રહ્યા અને બાકીના દિલ્હી શહેરમાં ગયા. હૈદરઅલીએ અને એ ત્રણ ગોરા સિપાઈઓએ છાવણી તરફ ચાલવા માંડયું. બધાં દિલ્હી નગરની બહાર આવ્યાં.

ગોરા સિપાઈઓ તો મોજથી ચાલ્યા જતા હતા. પેલી દાસીઓ પણ ભાર ઉપાડવાને ટેવાયલી હોવાથી, તેમને આ પોટલીઓની કશી અગવડ ન્હોતી. તે પણ કશો થાક અનુભવ્યા વિના પોતાનો માર્ગ કાપતી હતી. હૈદરઅલી શોકભગ્ન છતાં સશક્ત અને સુદૃઢ હતો. તેને એક પોટલું ઉપાડવું એ કંઈ મોટી વાત ન્હોતી એટલે તે પણ કશી તકલીફ વિના ચાલતો હતો. માહઆલમની ઉંમર માત્ર અગીઆર વર્ષની હતી. તેની માતાના અવસાનથી તેનું હૈયું ફાટફાટ થતું હતું. તેની આંખો રોઈ રોઈને સોજી ગઈ હતી. એક રાતના ઉદ્વેગથી આ પુષ્પ કરમાઈ ગયું હતું. તેનામાં ચાલવાની યે તાકાત ન્હોતી, ત્યાં તેને આ પોટલું ઉપાડીને ચાલવું પડતું. એટલે તેના ત્રાસની કોઈ સીમા ન્હોતી. છતાં તે લથડતો લથડતો બધાની સાથે ચાલતો હતો.

આમ થોડે દૂર ચાલ્યા, એવામાં એ બાળકની આંખે અંધારાં આવવા લાગ્યાં, પગ નીચેથી જાણે પૃથ્વી સરી જતી હોય એમ તેને લાગવા માંડ્યું. તેના આખા શરીરે પરસેવો વળી ગયો હતો.

તેનામાં એક ડગલું પણ આગળ ચાલવાની તાકાત રહી ન્હોતી છતાં પાછળ તડકામાં તલવાર નચવતા આવતા એ સૈનિકોથી ડરી તેણે આગળ ચાલવા ખુબ પ્રયત્ન કર્યો, પણ પગ સાથ ના પાડતાં લાચાર રહી ગયા. માહઆલમે કોઇ ઉપાય ન રહેતાં, અત્યંત ગ્લાનિમય અવાજે તેના પિતાને કહ્યું

'બાપુ ! હું હવે નથી ચાલી શકતો. આ બોજાથી મારી ગરદન તુટું તુટું થઇ રહી છે. મારી આંખો કશું દેખીજ શકતી નથી માથામાં ચક્કરી આવે છે. જાણે હમણાં પડી જઇશ એમ લાગે છે ' માહઆલમ રડી પડ્યો

હૈદરઅલી પોતાના એકના એક બેટાની આ સ્થિતિ ન જોઇ શક્યો તેની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યાં તેણે એ ત્રણે ગોરાઓ સામે જોઇ દીનતાપૂર્વક વિનંતિ ગુજારવા માંડી

'સાહેબ, આ મારો પુત્ર માંદો છે તેનાથી આ ભાર નથી ઉપડતો આપ કૃપા કરો તો એ હું ઉપાડી લઉં '

આ ગોરાઓ હૈદરઅલીની ભાષા બીલકુલ સમજ્યા નહીં, તેમ તેના હાવભાવ પણ ન કળી શક્યા. તેમણે તો બાપ દીકરાને બન્નેને રડતા જોયા, અને તેથી ખીજાઇ એકદમ ચાલવાની આજ્ઞા કરી

'સાહેબ, મારો દીકરો મરી જશે ' હૈદરઅલીથી ન રહેવાયું ગોરાઓ તેની ભાષા સમજી શક્યા નહીં એ તે સમજતો હતો પણ તે તેમને બીજી કોઇ પણ રીતે આ સ્થિતિ સમજાવી આટલું કરાવવા માંગતો હતો. પણ તેનો એ ઉદ્દેશ નિષ્ફળ રહ્યા

તેમની આજ્ઞા થઇ, છતાં હૈદરઅલી અને માહઆલમ ચાલતા ન્હોતા તેથી ગોરાઓ વધારે ખીજાયા તેમને લાગ્યું કે આ બન્ને બદમાશી કરે છે એટલે તેમાંથી એક આગળ આવી હૈદરઅલીને ત્રણ ચાર તમાચા લગાવી દીધા અને માહઆલમને કાંડુ ઝાલી આગળ ચાલવા કહ્યું.

હૈદરઅલીએ તમાચા તો ખાઇ લીધા, પણ માહઆલમનું દુઃખ તેનાથી ન જોવાયું. તેણે માહઆલમ પાસે જઇ તેનું પોટલું

પોતાના હાથમા લઈ લીધુ, અને મ'હઆલમને સાથે રાખી આગળ ચાલવા માંડ્યું

સિપાઈઓને આ ન સમજાયુ, અને ન સમજાયુ એટલે ન ગમ્યુ તેમણે હૈદરઅલીના હાથમાથી એ પોટલુ આચકી ફરીવાર માહઆલમને માથે મુક્યું, અને એ અસહાય અને અશક્ત બાળકને પડખામાં ઠોસાઓ લગાવ્યા માહઆલમ આ ન સહી શક્યો તે અચેતન બની જમીન ઉપર ઢળી પડ્યો.

હૈદરઅલીની સહનશક્તિ હવે ખુટી પોતાની હાજરીમા પોતાના પુત્ર ઉપર આમ માર પડતો જોયો, અને એ મારને પરિણામે તેને મુર્ચ્છામાં પડેલો જોયો એ તેને નામર્દાઈ લાગી. આ જોવા કરતાં ખપી જવું એ તેને વધારે ઠીક લાગ્યુ. તેણે અત્યાર સુધી પ્રયત્નપૂર્વક દાબી રાખેલો તિરસ્કાર બધા બંધ તોડી બહાર ઉછળી આવ્યો, તેની લુપ્ત થયેલી વીરતા પાછી પ્રગટી તેણે માથેથી પોટલુ ફેકી દીધું, અને માહઆલમને મારનાર ગોરા ઉપર, વિકરાળ વાઘની માફક થાપો માર્યો.

ત્રણ ગોરાઓમાથી આ વખતે બેજ હાજર હતા ત્રીજો થોડે પાછળ રહી ગયો હતો અને હાજર હતા, તે બન્ને પણ સાવ અસાવધ હતા. તેમની સિપાઈગીરીનું આ પરિણામ આવશે—આંસુ પાડતો માણસ એકાએક તેમના ઉપર થાપો મારશે એવો તેમને ખ્યાલ સરખોયે ન્હોતો

હૈદરઅલીએ થાપો મારી, ગોરા સિપાઈની છાતી I મુક્કો માર્યો, અને તરત જ બીજો તેના નાક ઉપર માર્યો નાકમાથી લોહીનો ફુવારો છુટ્યો; અને તે નીચે પડી ગયો હૈદરઅલીએ તેની છાતી ઉપર ચડી, તેની કેડેથી પિસ્તોલ ખેંચી લીધી. પણ એ પીસ્તોલ ખાલી હતી.

પોતાના સાથી ઉપર આક્રમણ થતુ જોઈ બીજા ગોરાએ હૈદરઅલ્લીની સામે સગીન ફેક્યું. એ સંગીન હૈદરઅલીને ન લાગતાં, તેની પાસેજ જમીનમાં ખુંચી ગયુ. હૈદરઅલીએ હાથ

બળ વાપરી તે ખેંચી લીધું અને પોતાની નીચે પડેલા ગોરાની છાતીમાં ઘુસાડી દીધું એક ગોરા-સિપાઈ તો સ્વધામ પહોંચી ગયો.

હૈદરઅલી ઉઠ્યો અને તે સંગીન પાછું ખેંચી બીજા ગોરા તરફ દોડ્યો

તે દરમ્યાન પેલી દાસીઓએ પોતાને માથેથી પોટલાં ઉતારી નાંખ્યાં હતાં અને પોતાના માલિકને સહાય કરવા તૈયાર ઉભી હતી. તેમણે લાગ જોઈ પેલા ગોરા સિપાઈની આંખમાં ધુળ નાખી. એટલે જ્યારે હૈદરઅલી એ સિપાઈ તરફ દોડ્યો, ત્યારે તે આંખો ચોળતો ઉભો હતો.

હૈદરઅલીએ સંગીન એક બાજુએથી મોંઢામાં પકડ્યું, અને બન્ને હાથ વતી તે સિપાઈને બાથમાં લઈ ખુબ જોરથી પછાડ્યો. તે સિપાઈ નીચો પડ્યો, એટલે હૈદરઅલી તેની છાતી ઉપર ચઢી બેઠો તેણે તેની પણ છાતીમાં સંગીન ઘોંચ્યું અને એક ઘાએ આરપાર ઉતારી દીધું બીજો ગોરો-સિપાઈ પણ તેના પુરોગામી બંધુની પાછળ ચાલ્યો.

હૈદરઅલી બન્ને સિપાઈઓને મારી બેઠો થયો તેણે બીજા સિપાઈની પણ પિસ્તોલ લઈ લીધી અને તપાસી, તે પણ ખાલી હતી. તે કંઈક હથીયાર હાથ કરવા માગતો હતો, કારણ કે તેના મનમાં બીતિ હતી કે પાછળ રહેલો એક ગોરો સિપાઈ હમણાં આવશે એ ઉપરાંત એ માર્ગ છાવણીએ જવાનો હોવાથી ત્યાંથી સિપાઈઓ વારંવાર નીકળતા હતા. કમનસીબે તેને કશું હથીયાર મળ્યું નહીં.

હૈદરઅલી, જ્યાં માહઆલમ અચેતન પડ્યો હતો ત્યાં ગયો, તેણે માહઆલમને જગાડી તત્કાળ પાસેના જંગલમાં નાસી જવાનો વિચાર કર્યો અને માહઆલમને ખોળામાં લીધો પિતાના ખોળામાં પડતા માહઆલમે આંખો ઉઘાડી અને પાણી માગ્યું. પાણી ક્યાંથી લાવવું ? અને શેમાં લાવવું ? હૈદરઅલીએ એક દાસીને પાસે બોલાવી અને પેલા પોટલામાંથી એક રત્નજડિત પ્યાલો

કઢાવ્યો તે લઈ તે દાસીને તેણે આસપાસમાંથી ઉતાવળે પાણી ભરી લાવવા કહ્યું.

હૈદરઅલી માહઆલમને ખોળામાં લઈ પાણીની રાહ જોતો બેઠો, અને પોતાના પ્યારા પુત્રને એક મીઠું ચુંબન લીધું માહઆલમે, જવાબમાં પોતાના પિતાના ગળે બન્ને હાથ નાખ્યા અને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો.

આમ પિતાપુત્ર બન્ને સારીવાર સુધી બેસી રહ્યા, પણ દાસી ક્યાંય દેખાઈ નહી હૈદરઅલીને એ સ્થળ છોડી જવાની ખુબ ઉતાવળ હતી, કારણ કે માથે દહેશત ઝઝુમતી હતી તેનો તેને બરાબર ખ્યાલ હતો તેણે માહઆલમને પાણી વિના ચલાવી લેવા સમજાવ્યો, પણ માહઆલમનું શરીર એટલું અશક્ત થઈ ગયેલું કે પાણીને અભાવે તેને પાછી મુર્છા આવવાનો સંભવ હતો. એટલે બાપ દિકરા બન્નેએ થોડીવાર વધારે થોભવાનું ઠરાવ્યું

સામેથી જળનો પ્યાલો ભરી દાસી આવતી દેખાઈ અને એજ વખતે બીજી તરફથી થોડે દૂર ધૂળના ગોટા ઉડતા દેખાયા. હૈદરઅલીએ તે બન્ને જોયું તેણે જરાયે વખત ગુમાવ્યા વિના માહઆલમને પોતાને ખભે નાખ્યો અને પેલા દોડ્યા આવતા ઘોડેસ્વારોની દ્રષ્ટિમાંથી છટકવા આડે માર્ગે દોટ મૂકી.

ઘોડેસ્વારો નજીક આવ્યા તે કંપની સરકારના સિપાઈઓ હતા, અને પોતાની છાવણી તરફ જતા હતા તેમણે એક માણસને કાંઈક કાંધે નાખી ન્હાસતો દૂરથી જોયેલો, અને નજીક આવતાં, બે ગોરા સિપાઈઓને લોહીના ખાબોચીઆમાં આળોટતા જોયા, તેમજ પાસે ત્રણ પોટલાઓ પડેલાં જોયાં તેમણે ઘોડાની લગામ ખેંચી અને થોભ્યા કશી વિશેષ તપાસ કરતાં પહેલાં, તેમાંથી બે ઘોડેસ્વારોને હૈદરઅલીની પાછળ દોડાવવામાં આવ્યા.

હૈદરઅલી ન્હાસ્યો ત્યારે એક દાસી તો તેની સાથેજ ન્હાસી ગઈ હતી, પણ બીજી, જે જળ લાવવા ગઈ હતી, તે આ ઘોડે-

સ્વારોને દેખી ન્હાસવા લાગી ઘોડેસ્વારોએ તેને જોઈ અને તેમાંથી એકે દોડીને તેને પકડી

આ ઘોડેસ્વારોમાંથી કેટલાક શીખ સિપાઈઓ હતા તેમણે બાલ આપ્પ બતાવી એ દાસીને બધી હકીકત પૂછવા માંડી દાસીએ કહેવામાં આનાકાની કરી, એટલે તેના વાંસામાં સોટાઓ વગ્યા; અને તેણે બધી વાત કહેવા માંડી

આમ દાસી વાત કરતી હતી, ત્યાં તેની પાછળથી એક ગોરો સિપાઈ આવ્યો મરણ પામેના બે ગોરા સિપાઈઓનો પાછળ રહી ગયેલો તે સાથી હતો તેણે ઘોડેસ્વારોની ટુકડી અને દાસીની ચાલતી જુબાની એ જોયુ પોતાના બે સાથીઓને મરેલા પડેલા જોયા ત્યારે બેબાકળો બની આસપાસ નજર દોડાવી તેણે હૈદરઅલીને કે માહઆલમને ન જોયા, પણ થોડે દૂર પડેલા પેલા ઝવેરાતના પોટલાઓ જોયાં તેને વસ્તુસ્થિતિ સમજાઈ અને તેના મ્હોંમાંથી ચીસ છુટી મારા કેદીઓ નાસી ગયા !

ઘોડેસ્વારો દાસીને મૂકી આ સિપાઈને ફરી વળ્યા અને તેની વાત સાંભળી તરતજ, જે દિશામાં હૈદરઅલી ન્હાસ્યો હતો, તે દિશામાં વધારે ઘોડા દોડાવ્યા મુડદાઓની પાસે આ ગોરો સિપાઈ, પેલી દાસી અને બીજા બે ઘોડેસ્વારો રહ્યા

હૈદરઅલી માહઆલમને ઉપાડી નાસ્યો, પણ તેનામાં તાકાત ન્હોતી, તે થાકી ગયો હતો છતાં તે બેએક ખેતરવા દોડ્યો ગયો આ ઝપાઝપી દિલ્હીની અતિ નજીકમાં જ બનેલી હતી, એટલે હૈદરઅલીની આસપાસ ખેતરો અને વાડીઓ જ હતા હૈદરઅલીને, પોતાને સતાડે એવા ગાઢ જંગલોની જરૂર હતી. પણ આ સ્થિતિમાં તો પાછળ પડનારાઓ તેને દૂર દૂરથી દેખી શકતા હતા. આસપાસનાં ખેતરો અને વાડીઓ અંગ્રેજ લશ્કરના ત્રાસથી સાવ ઉજ્જડ બની ગયાં હતાં એટલે હૈદરઅલીને કોઈ ખેડુતની ઝુંપડીનો આશરો મળે એ પણ અશક્ય હતુ આ બધો મુંઝવણોનો ખ્યાલ કરતો હૈદરઅલી એક શ્વાસે દોડ્યો જતો હતો.

એટલામાં પાછળ ઘોડાઓની ખરીઓ વાગતી સંભળાઈ. જરાવારમાં તે વધારે સ્પષ્ટ સંભળાવા લાગી અને જોતજોતામાં તો ઘોડાઓ દેખાવા લાગ્યા તેણે પાછા વળી નજર કરી તો તેનાથી સોએક વારને અંતરે બે ઘોડેસ્વારો દોડયા આવતા હતા તેને કશો ઉપાય ન દેખાતાં, જેટલા જોરથી દોડાય એટલા જોરથી તેણે દોડવા માંડયું અને એ ઘોડેસ્વારો અને પોતાની વચ્ચેનું અંતર થોડી-વાર ટકાવી રાખ્યું.

ઘોડેસ્વારોની ઈચ્છા હૈદરઅલીને જીવતો પકડવાની હતી, પણ તેઓ ગઈ આખી રાતના ઉજાગરાથી થાકી ગયા હતા, અને તેમના ઘોડાઓ પણ ખૂબ દોડાદોડીથી લોથ થઇ ગયા હતા, એટલે તેમને મામલો પતાવી દેવાની ઉતાવળ હતી અને હૈદરઅલી તેમની વચ્ચેનું અંતર ઘટવા ન દેતો હોવાથી તેમની અધીરાઈ વધતી જતી હતી. અંતે તેમણે તેમની પિસ્તોલ ઉપર હાથ નાંખ્યો અને હૈદરઅલીના પગમાં વાગે એવી રીતે પ્હાર કર્યો. પિસ્તોલમાંની ગોળી બરાબર હૈદર-અલીનો જમણો પગ વીંધીને ચાલી ગઇ અને હૈદરઅલી નીચે પડયો.

ઘોડેસ્વારો તેની પાસે પહોંચ્યા અને બન્નેને ઘોડા ઉપર નાખી પાછા ફર્યા, ત્યાં બીજા ઘોડેસ્વારો તેમની તરફ આવતા દેખાયા. તેઓ પણ મામલો પતી જવાથી આ ઘોડેસ્વારોની સાથે પાછા ફર્યા બધા મૂળ સ્થાને આવ્યા અને પેલા ઘોડેસ્વારોએ હૈદરઅલી અને માહઆલમને, મરેલા શિયાળકુતરાને ફેંકે તેમ, નીચે ફેંકયા આ ધમાલમા એક દાસી—જે હૈદરઅલી સાથે ન્હાસેલી તે બરાબર ન્હાસી ગઇ

માહઆલમને પાછી મુર્છા આવી હતી અને હૈદરઅલી મરણતોલ, છતાં શુદ્ધિમાં પડયો હતો તેના જમણા પગમાંથી લોહી જોસબંધ નીકળી રહ્યું હતું

હૈદરઅલીને આવેલો જોઇ, પેલા ગોરા સિપાઇનો વૈર—વહ્નિ ભભુકી ઉઠયો અને તેને ત્યાંને ત્યાંજ પોતાના સાથીઓનું વેર લેવાની અદમ્ય ઇચ્છા જન્મી. તેણે પોતાની પિસ્તોલ કાઢી અને

હૈદરઅલીની પાસે જઈ, તેની એવી બેહાલ દશામાં, તેની છાતી ઉપર છ ફેર કર્યા હૈદરઅલીનો જીવ લેવાને એક ફેર જ બસ હતો. પણ એ સિપાઈએ વેરવૃત્તિને સંતોષવા પોતાની આખી પિસ્તોલ ખાલી કરી નાખી.

ગોળી વાગ્યા પછી હૈદરઅલીએ ક્ષણવાર તરફડીયાં માર્યાં. પાછો પકડાયા પછી તેના દિલમાં ધ્રાસકો પડયો હતો કે આ સિપાઈઓ તેને રિબાવી રિબાવીને મારશે, તેને આ પૃથ્વી ઉપર નર્કનો સાક્ષાત્કાર કરાવશે; પણ આવી અણધારી રીતે એકજ ધાએ પોતાનો અંત આવ્યો, તે માટે તેણે મરતાં મરતાં ખુદાની ખૂબ ભાવપૂર્વક બંદગી ગાઈ મરતી વખતે તેને એકજ ચિન્તા રહી ગઈ અને તે તેની સન્મુખ બેશુદ્ધિમાં સૂતેલા તેના લાડીલા બેટા માહઆલમના ભવિષ્યની. તેને તેની પ્રિયતમાના દેહની ચિન્તા ટળી ગઈ હતી, કારણ કે જતાં જતાં તેણે પોતાના મહેલને બળતો જોયો હતો, એટલે તેને સંતોષ હતો કે એ મૃતદેહ મહેલની સાથે બળી ભસ્મ બની ગયો હશે. માહઆલમના ભવિષ્યની ચિન્તા ખુદાને સોંપી તેનો આત્મા પોતાની પ્રિયાની શોધમાં ચાલી નીકળ્યો

હૈદરઅલી મૃત્યુ પામ્યો, એટલે સિપાઈઓએ છાવણી તરફ ચલવાની તૈયારી કરવા માંડી. તેમણે માહઆલમને ઢંઢોળ્યો, પણ તે જાગ્યો નહી, એટલે એક ઘોડેસ્વારે તેને પોતાના ઘોડા ઉપર નાખી લીધો પેલાં ઝવેરાતનાં પોટલાં ફરીથી બાંધી સાથે લઈ લેવામાં આવ્યાં, પેલા બે ગોરા સિપાઈઓની લાસો ઘોડેસ્વારોએ સાથે લઇ લીધી; અને બધા દાસીને મોખે આગળ રાખી છાવણી તરફ ચાલ્યા. એ માર્ગ ઉપર માત્ર દિલ્હીના સમ્રાટના એક સ્વજનની-હૈદરઅલીની લાશ ધૂળમાં રગદોળાતી પડી રહી

માહઆલમ અને દાસી સહિત બે ઘોડેસ્વારો પોતાની છાવણીમાં આવી પહોંચ્યા તેમણે તેમના બે બંધુ-સિપાઈઓની લાસો, એ ઝવેરાતનાં પોટલાં, માહઆલમ અને દાસીને પોતાના સરદાર સમક્ષ રજૂ કર્યાં, અને પેલા એક બાકી રહેલા ગોરા સિપાઈને મુખેથી એ સંબંધમાં બનેલી બધી વાત કહેવડાવી એ-

સિપાઈએ પોતે કરેલી લુંટનો અને વાટમાં થયેલી ઝપાઝપીનો પોતાને ઠીક લાગે તે રીતે અહેવાલ કહ્યો, પોતાની ગેરહાજરીમાં હૈદર અલી દગોફટકા રમી બે ખુન કરી કેવી રીતે નહાસી ગયો તેનું કલ્પના-ચિત્ર ચિતરી બતાવ્યું, અને પછી પોતે એને પકડી એના કવી રીતે પ્રાણ લીધા એ પરાક્રમ કહ્યું

સરદારે એ બધી વાત શાંતિપૂર્વક સાંભળી લીધી, તેણે સિપાઈઓની બે લાસોને લશ્કરી માન અને વિધિ સહિત દફન કરવાની આજ્ઞા કરી, અને માહઆલમ તથા પેલી દાસીને પોતાના તંબુની પાસેની ગવટીમાં રાખી તેમના ઉપર પાકો પહેરો નકર ફરમાવ્યો તેમની બધી સગવડો સચવાય અને તેમને કોઈ હેરાન ન કરે એ સૂચના પણ આપી પેલા ગોરા-સિપાઈઓની દફન-ક્રિયા વખતે પોતે જાતે હાજરી આપી અને તેમની કબ્ર ઉપર 'બે સ્વદેશપ્રેમી સૈનિકો' એવો સ્મરણલેખ મૂકાવ્યો રે સ્વદેશપ્રેમ!

દિલ્હીના લાલ કિલ્લામાં, જ્યાં સમ્રાટ બહાદૂરશાહનો ધ્વજ ફરકતો ત્યાં કંપની સરકારની વિજયપતાકા ઉડવા લાગી, અને તેની સામે કુડી નજરે જોનાર એક પણ માણસ દિલ્હીમાં ન રહ્યો, ત્યાં સુધી આ છાવણીનો પડાવ એ ટેકરી ઉપર જ રહ્યો દિલ્હીનો વિજય પરિપૂર્ણ થઇ રહ્યા પછી એ ટુકડીએ પોતાના તંબુ ઉપાડ્યા, અને મીરજ તરફ કૂચ કરી પેલી દાસીને એક પંજાબી મુસલમાન સિપાઇ સાથે પરણાવી દેવામાં આવી અને માહઆલમ એક અંગ્રેજ અમલદારને સોંપવામાં આવ્યો.

આ અંગ્રેજ અમલદારનો સ્વભાવ બહુ જલ્લાદ હતો. જ્યાં સુધી બળવાખોરો સાથે વિગ્રહ ચાલ્યો, ત્યાંસુધી તેને ખુબ ફરવું પડતું અને તેની પાસે માણસો પણ પુષ્કળ રહેતા, એટલે તે અરસામાં માહઆલમને તેના સ્વભાવનો પરિચય થવાનો પ્રસંગ ન આવ્યો પણ જ્યારે બળવો શાંત થયો અને એ અંગ્રેજને કાયમને માટે મીરજમાં રહેવાનું થયું, ત્યારે તેની સેવાનો બધો ભાર માહઆલમને શિર આવ્યો

એ અમલદારની સેવા ઉઠાવવી એ અતિ દુષ્કર કાર્ય હતુ. માહઆલમને દિવસ અને રાત કામમાંજ ગુંથાએલ રહેવુ પડતુ તેને એ બધા બોજા નીચેથી માથું ઉંચુ કરવા એક પળનો અવકાશ પણ ભાગ્યેજ મળતો માહઆલમ બિચારો તેનુ નાજુક શરીર અને ઓછી શક્તિ છતાં આખો દિવસ કામ કર્યા કરતો, પણ તેના અમલદારનો સ્વભાવ એવો ઉગ્ર હતો કે માહઆલમને વાત વાતમાં અને ડગલે ડગલે તેની ઠોકરો ખાવી પડતી માહઆલમથી આ ન્હેતુ સહી શકાતુ રાત્રે સુવાનો અવકાશ મળે ત્યારે તે છાનોમાનો રડતો. તેની પ્યારી માતાનાં અનેક સ્મરણો યાદ કરી, તેના બાપુને અને તેણે લડાવેલા લાડને સભારી, તેનો નાનો બગલો અને એ શાન્ત સુખી જીવન સ્મરી ને પોતાનુ બિછાનુ આંસુથી ભીજાવી મૂકતો

આ સ્થિતિમાં તેણે બે'એક વર્ષો કાઢ્યા તે દરમ્યાન તેણે તેના સ્વભાવને ખૂબ કેળવ્યો તે પોતાની બધી રાજશાહી ટેવો ભૂલી એક ચાકર માણસે કેવી રીતે રહેવુ જોઇએ એ બરાબર શીખી ગયો અને એ રીતે પ્રસન્નતાપૂર્વક રહેવા પ્રયત્ન કરવા લાગ્યો એ છતાં તેના મ્હોં ઉપરથી ગમગીની કદી ખસતી નહી

એક દિવસ બપોરે તે બેઠો હતો તેની આંખોમાં આંસુ ભર્યાં હતાં, અને તેને પડખે એક વૃદ્ધ સ્ત્રી, તેનો વાંસો પપાળતી બેઠી હતી તેના સાહેબ બે દિવસ થયાં બહારગામ ગયા હતા અને ક્યારે પાછા આવવાના હતા તેની તેને ખબર ન્હોતી એટલે તેના મનમા એક જાતની નિરાંત હતી આખા બગલામાં તે પોતે અને એક વૃદ્ધ ડોસી સિવાય કોઇ ન્હોતુ

આ ડોસી સાહેબનો બગલો સાફસુફ રાખવાનું કામ કરતી. તેની અને માહઆલમની વચ્ચે શુદ્ધ સ્નેહભાવ બધાયો હતો એ ડોસી માહઆલમને માતાના પ્રેમથી ચાહતી, અને માહઆલમ તેના પ્રત્યે પુત્રની સ્નેહ—નીતરતી નજરે જોતો તેને જોઇ માહઆલમ કેટલીયે વખત તેની માતાને વિસરી જતો અને કેટલીયે વખત તેની માતાની સ્મૃતિઓ તાજી બની તે આ ડોસીના ખોળામાં

માથુ મૂકી ધ્રૂસકે ધ્રૂસકે રડતો અને ડોસી તેને છાનો રાખતી. માહઆલમે પોતાની આખી કથા આ ડોસીમાને કહી હતી અને ડોસીમાએ તે આંસુભીની આંખે સાંભળી હતી આજે માહઆલમને તેની માતા યાદ આવતી હતી, અને તે સવારનો વિલાપ કરતો હતો. તેણે દાતણ ન્હોતુ કર્યું તેની પાછળ પેલા ડોસીમા પણ ભૂખ્યાં બેઠાં હતાં અને માહઆલમને સમજુ થવા સમજાવતાં હતાં. આ ઉપાધિમાં માહઆલમે કે ડોસીમાએ પોતપોતાને કરવાનું કામ કર્યું ન્હોતું અને બંગલામાં બધું અસ્તવ્યસ્ત પડ્યુ હતુ

એવામાં અચાનક સાહેબ આવ્યા અને માહઆલમના નામનો પોકાર પડ્યો. માહઆલમ સફાળો ઉઠ્યો, તેણે એકદમ મ્હોં સાફ કરી નાંખ્યુ અને સાહેબની પાસે દોડ્યો પેલી ડોસી પણ પોતાને કામે વળગી અને બધુ ઠીકઠાક કરવા લાગી

માહઆલમે ઓરડામાં પ્રવેશ કર્યો, ત્યારે તેનો સાહેબ આંખો-માંથી ક્રોધાગ્નિ વરસાવતો બેઠો હતો તે જે કામને માટે બહારગામ ગયો હતો, તેમાં તેને નિષ્ફળતા મળી હતી, અને તે હાથ પછાડતો પાછો આવ્યો હતો આવીને તેણે પોતાના બંગલામાં જોયુ તો બધું અસ્તવ્યસ્ત પડ્યુ હતુ. તેથી તેની નિરાશાની અને તેના ક્રોધની જ્વાળા ભડકી હતી. માહઆલમે સલામ કરી, અને 'જી હજુર' કહી આજ્ઞાની રાહ જોતો તે ઉભો

સાહેબ કાંઈ બોલ્યા ચાલ્યા વિના ઉભો થયો અને માહ-આલમના પેટમાં એક પ્રચંડ પાટુ લગાવી માહઆલમ એક કરૂણ ચીસ પાડી નીચે પડી ગયો અને તેનો સાહેબ તેને ત્યાં મૂકી બીજા ઓરડામાં ચાલ્યો ગયો.

સાંજે સાહેબ તેના નાના 'બુલડોગ'ને લઈ ફરવા ગયા પછી, પેલી ડોસીએ ધીમેથી તે ઓરડામાં પ્રવેશ કર્યો અને માહઆલમને પ્રેમપૂર્વક ઉઠાડ્યો તે તેને રસોડામાં તેડી ગઈ અને આગ્રહ કરીને થોડું ખવરાવ્યુ. તેથી માહઆલમનાં અંગમાં કંઇક ચેતન આવ્યુ.

માહઆલમ રાતે સૂતો, પણ તેને ઉંઘ આવી નહીં, છેલ્લાં બે વર્ષનું જીવન–તેના એકેએક પ્રસંગ તેની આંખો સામે તરી રહ્યા હતા, અને તે એ દરેકે દરેક પ્રસંગને જોઇ, તેને પોતાના પુર્વ જીવનની સાથે સરખાવી નિશ્વાસ ઉપર નિશ્વાસ મૂકતો હતો અને આંસુની નદીઓ વહેવડાવતો હતો તેને આ જાતની જીન્દગી ઉપર કંટાળો આવ્યો હતો અને તેમાથી તે કોઇ પણ રીતે છુટવા માગતો હતો તેણે આ દુખી જીવનનો અંત આણવા અનેક વિચારો કર્યા, તેણે આપઘાત કરી જીન્દગી ટુંકાવી નાખવાનો વિચાર કર્યો, પણ તેનાથી એ બનવુ અશકય લાગ્યુ, તેણે કોઇક સ્થળે ન્હાસી જવાનો વિચાર કર્યો, પણ તેને કયા ન્હાસી જવુ એ સૂઝ્યુ નહી, અને પોતે ન્હાસી ગયા પછી, આ સાહેબના માણસોને હાથે પાછો પકડાય તો કેટલો ત્રાસ બરદાસ્ત કરવો પડે એ વિચારે તેને મુઝવી મુક્યો આમ વિચાર કરતાં તે પથારીમાં ક્યાંય સુધી આળોટયા કર્યું, પણ કશા નિશ્ચય ઉપર ન આવી શક્યો

છેવટે, ખુબ વિચારને અંતે તેણે કોઈ પણ રીતે આ ત્રાસનો અંત આણવાનો નિશ્ચય કર્યો અને ન્હાસી છુટવાનુ ઠરાવ્યુ તે ધ્રુજતો ધ્રુજતો પથારીમાથી ઉઠ્યો, અને કશું પણ લીધા વિના, માત્ર પહેરેલે કપડે ચાલી નીકળવા તૈયાર થયો જતા પહેલાં તેને પેલી ડેસીને છેલ્લી વખત મળી લેવાનુ મન થયુ, પણ એમ કરવા જતા અવાજ થશે અને વાત ફુટી જશે એ ખ્યાલે તેણે પોતાની એ ઇચ્છાને દબાવી અને સાહેબના બંગલાની બહાર નીકળ્યો

લગભગ અર્ધી રાત ચાલી ગઈ હતી, અને તેના સાહેબનો બંગલો 'મીલીટરી લાઇન'મા હોવાથી, તેને 'મીલીટરી' ચોકીઓ વટાવવાની હતી દરેક ચોકીએ ચોકીદારે તેને અટકાવ્યો અને અત્યારે કયાં જાય છે તે પૂછ્યુ માહઆલમ 'મીલીટરી' લાઇનમા સાહેબના માણસ, તરિકે જાણીતો થઇ ગયેલો, એટલે તેને આ બધા ચોકીદારો લગભગ પીછાનતા હતા તેમને બધાને માહઆલમે શાન્તિપૂર્વક જવાબ આપ્યો કે 'હુ સાહેબનો નોકર છુ અને તેમને કામે.. ગામ જાઉં છુ પરોઢીયુ થતાં પહોંચી જાઉં એ હેતુથી

અત્યારે નીકળ્યો છું ' આ રીતે તે બધા ચોકી પ્હેરાઓ વટાવી દરવાજા બ્હાર નીકળ્યો અને જંગલ તરફ જવા લાગ્યો

માહઆલમ મીરજની આસપાસના જંગલોથી અને તેના માર્ગોથી અપરિચિત હતો અંધારી ભીષણ રાત્રિ અને તેના અંતરની ઘોર નિરાશાનો અંધકાર તેની નજરને સાવ તાકાતહીન બનાવી દેતા, પકડાઈ જવાની બીકથી તેના પગ પાછા પડતા. એટલે તે આડો અવળો, અતિ ધીમે ધીમે ચાલ્યો જતો હતો, એવામાં ખુદાની રહેમથી તેને એક કેડી જડી ગઇ, અને સૂર્યોદય થતાં પહેલાં તે, મીરજથી એકાદ ગાઉને અંતરે આવેલા એક ગામને પાદર જઇને ઉભો

તે થાકી ગયો હતો, અને આગળ ચાલતા પહેલા બે ઘડી વિશ્રામ લેવાને કોઇ નિર્ભય સ્થાન શોધતો હતો તેણે જરા દૂર એક વડ નીચે, એક ફકીરને બેઠેલો જોયો અને તેની પાસે જવાનો વિચાર કર્યો તે એ વડ તરફ ચાલ્યો

માહઆલમ એ ફકીર પાસે આવ્યો અને તેને નમસ્કાર કરી તેના ચરણ પાસે બેઠો માહઆલમના મ્હોં ઉપરથી, આ બે વર્ષમા અનેક રાજશાહી ભાવો ભુસાઇ ગયા હતા, છતા તેના ચ્હેરા ઉપ-રથી એ સુજનતાની સુવાસ ન્હોતી ચાલી ગઇ તેને જોતા જ કોઇ સહૃદય દિલમાં અનુકમ્પા ઉગે અને તેને પ્રેમથી પાસે બોલાવવાને પ્રેરે એવુ આકર્ષણ–બળ તેના કરૂણ વદન ઉપર વસતું, અને તે તેની ગમગીન દશામાં વધારે આકર્ષક બનતુ.

ફકીરે પોતાની પાસે આ નવા આવનાર સામે જોયુ, તેના ચ્હેરા ઉપરથી તેના સૌજન્યને પિછાન્યુ, અને ત્યજાયેલુ કે ભૂલુ પડીને ભટકતુ આશ્રય શોધતુ, તે કોઈ અમીરનુ ફરજંદ છે એમ કલ્પી લીધુ માહઆલમને જોતા જ ફકીરને તેના તરફ હેતનો ઉમ-ળકો આવ્યો અને પોતાના બેટાને બોલાવતો હોય તેમ બોલાવ-વાનુ મન થયું

" બેટા ! તુ કોણ છે ? " ફકીરે ખુબ હેતપૂર્વક પૂછ્યુ.

" હુ એક ભૂલો પડેલો મુસાફર છુ. હું પાસેના ગામ તરફ જતો હતો, પણ આપને જોઇ આપના દર્શનાર્થે અહીં આવ્યો છુ." માહઆલમે ઉત્તર આપ્યો તેના ઉત્તરમા પકડાઈ ન જવાની કાળજી હતી

'કયે ગામ જવુ છે?' ફકીરને માહઆલમના મનની મુઝવણ સમજાઇ હતી. અને માહઆલમ પોતાથી કંઇક છુપાવતો હતો તે પણ તે સમજી ગયો હતો માહઆલમ આ બધા માર્ગો અને સ્થળોથી અપરિચિત હોય એમ પણ એને લાગ્યુ હતુ એટલે એ બધી ગુચ ઉકેલવા તેણે આ પ્રશ્ન કર્યો

માહઆલમ મુઝાયો તે એકદમ જવાબ ન આપી શકયો ફકીરને બધુ સ્પષ્ટ થઇ ગયુ તેનાં અનુમાનો સાચા પડવા લાગ્યા. તેનો ઇરાદો માહઆલમને મુઝાવી નાખવાનો નહીં, પણ તેનામાં વિશ્વાસ અને પ્રેમ પ્રેરી તેને અપનાવી લેવાનો હતો એટલે તેણે વાત બદલાવી.

'બેટા તેં ખાધુ તો છે ને? ભૂખ હોય તો લે તને ખાવાનુ આપુ.' એમ કહી ફકીર ઉભો થયો. તેણે પોતાની ઝોળીમાથી બે રોટલી કાઢી માહઆલમ પાસે મૂકી અને પાસે બાંધેલી બકરી દોઇ દૂધનું એક પ્યાલુ તેની પાસે ધર્યું

માહઆલમને આ ફકીરનો પ્રેમાળ સ્વભાવ જોઇ ધીમે ધીમે તેમા વિશ્વાસ પડતો જતો હતો તે મ્હાસ્યો, ત્યારે તેણે મન સાથે ઠરાવેલુ કે માર્ગમાં કોઇ અજાણ્યા સાથે વાતચીત કરતાં ખુબ હોશિયાર રહેવુ ઉઘાડા પડી જવાની કે પકડાઇ જવાની દહેશતથી તેણે અત્યારસુધી આ ફકીરની સાથે, અમુક પ્રકારનુ અતર રાખીને વાત કરી હતી પણ ફકીરની આંખોમા ઉભરાતી નિ:સ્વાર્થ મમતા તેણે નીરખી, અને અંતરના આગળા ખોલી તેની સાથે વાત કરવા મનને મનાવ્યું. તેને આ ફકીરને પોતાની આખી દુ:ખકથા કહીને, તેની સલાહ લેવાનુ, અને તે આપે તો, તેનો આશ્રય સ્વીકારવાનુ મન થયું માહઆલમને તેના બે વર્ષના અનુભવે

આટલો 'પાકો' બનાવી દીધો હતો. આ તેર વર્ષના બાળકને તેના સજોગોએ વસ્તુસ્થિતિનો અતિ ઉંડાણપૂર્વક વિચાર કરતો બનાવી દીધો હતો ફકીરે તેની પાસે મૂકેલા દૂધ અને રોટલી તેણે ચુપચાપ ખાવા માંડયા ગઇ કાલે સાજે તેણે નહીં જેવુ ખાધેલુ, એટલે ભૂખ બરાબર લાગી હતી, ફકીરનો સ્નેહ જોઇ તે ઉઘડી માહઆલમ પોતાની પાસે આવેલુ બધુ એકદમ જમી ગયો

જમી રહ્યા પછી, માહઆલમ નીચુ જોઈ બેઠો વાત કરી નાખવાને તેનુ દિલ ઉંચુનીચુ થતુ હતુ, પણ તેની જીભ ઉપડતી ન્હોતી

એટલામા ફકીરનો પ્રશ્ન તેને કાને અથડાયો "બેટા ! શુ વિચાર કરો છો ?" માહઆલમે ઉંચુ જોયુ ફકીર મીઠુ હસતો હતો એ હસવામા માહઆલમને પોતાની વાત ખુલ્લે દિલે કહી નાખવાનુ પ્રેમમય આમંત્રણ હતુ' માહઆલમે પોતાની વાત વાત કહેવા માડી

'સાઇ બાવા, મે આપનો અપરાધ કર્યો છે, મે મારી સાચી વાત આપનાથી છુપાવી છે મને માફ કરજો' એમ કહી તેણે બધી વાત પહેલેથી માડીને કહી તેમા જ્યારે તેની માતાના અને તેના પિતાના કરૂણ મૃત્યુની અને તેમની રઝળતી લાસોની વાત આવી, ત્યારે માહઆલમ રડી પડયો, અને એ વૃદ્ધ ફકીરની આખો પણ આસુભીની થઇ

માહઆલમની આખી વાત એ ફકીરે ખુબ ધ્યાન દઇને સાભળી. સાભળ્યા પછી તેનો માહઆલમ માટેનો પ્રેમ બમણો થયો. કિશોર બાળકને માટે તેના દિલમા દયા પ્રગટી, તેને માથે ઉગેલા દુ:ખના વન દેખી તે પોતે ત્રાસી ગયો તેણે માહઆલમને પોતાના ખોળામા ખેચી લીધો અને તેને સાત્વના આપી

'બેટા, હવે તારે ક્યાય જવાની જરૂર નથી તુ સુખેથી મારી સાથે રહે ખુદા તારૂ અને મારૂ બન્નેનુ જતન કરશે. હુ

છું ત્યા સુધી, કોઇની તાકાત નથી કે તારી સામે કુડી નજરે પણ જોઇ શકે '

ફકીરે પોતાની ઝોળીમાથી એક લીલુ પહેરણ કાઢ્યુ અને તે પહેરી લેવા માહઆલમને કહ્યુ માહઆલમે તે પહેરી લીધુ માહઆલમ ફકીર બની ગયો

બપોર પછી બન્ને ફકીરો બીજે ગામ ઉપડયા બન્નેએ સતત્ મુસાફરી કરી મીરજથી દૂર દૂર નીકળી જવાનો નિશ્ચય કર્યો હતો માહઆલમ ગાઉ દોઢ ગાઉ ચાલતો ત્યા થાકી જતો, અને ઉભો રહી જતો બન્ને થોડીવાર વિસામો લેતા અને વળી પાછા ચાલવાનુ શરૂ કરતા એ રીતે ધીને ધીમે રસ્તો કાપતા, તેઓ દિવસને અંતે આઠેક ગાઉ ચાલતા ફકીરે પોતાની બકરીને પણ સાથે રાખી હતી તે થોડો વખત ચાલતી અને ઝાઝો વખત ફકીરની કાધ ઉપર બેસતી

એ પ્રમાણે જૂદા જૂદા ગામ અને ગામડાઓ જોતા, તેઓએ એક માસ સુધી મુસાફરી કરી અને અજમેર પહોચ્યા

અજમેરમા તેમને બગદાદવાળા પીરસાહેબનો મિલાપ થયો ફકીરને પીરસાહેબનો મિલાપ અગાઉ પણ થયેલો, એટલે તેને પીરસાહેબ સાથે સારી પીછાન હતી તેણે પીરસાહેબને માહઆ-લમની ઓળખાણુ કરાવી અને તેની જીવનકથા કહી. પીરસાહેબને પણ માહઆલમ પ્રત્યે પ્રેમ અને અનુકમ્પા ઉપજી તેણે માહઆ-લમને અને એ ફકીરને પોતાની પાસે ચારેક દિવસ સુધી અજમે-રમા રાખ્યા. એ ચાર દિવસમા માહઆલમે પીર સાહેબના દિલનો કબજો કરી લીધો પીરસાહેબને તેના ઉપર પોતાના સૌથી નાના બેટા જેટલુ હેત આવવા લાગ્યુ તેણે મહાઆલમને અને એ ફકીરને પોતાની સાથેજ રહેવા આગ્રહ કર્યો ફકીરે તો એ ન સ્વી-કાર્યુ, પણ માહઆલમનો હાથ પીરસાહેબને સોપ્યો, અને પોતે પોતાની બકરીને ઉપાડી ચાલી નીકળ્યો

પીરસાહેબનું કાયમનું નિવાસસ્થાન મુંબાઇની નજીક વાંદરામાં હતું તે માહઆલમને વાંદરા લઇ આવ્યા અને ત્યા પોતાની સાથે રાખ્યો માહઆલમ પીરસાહેબની સાથે કેટલાય વર્ષ સુધી રહ્યો અને તે દરમ્યાન કુરાન શરિફ વગેરે ધાર્મિક પુસ્તકોનુ અધ્યયન કર્યું અને નમાઝ રોજા વગેરે ધાર્મિક ક્રિયાઓનું સુદર જ્ઞાન પ્રાપ્ત કર્યુ

માહઆલમને પીરસાહેબના બગલામાં ખુબ શાન્તિ મળતી. તે જાણે પોતાના લાલ કિલ્લાવાળા બગલામા વસતો હોય તેટલો તેને સંતોષ મળતો તેના એ સુખ સતોષ અને શાતિના ઉજ્જવળ આકાશમા કોઇ કોઇ વખત અશાતિ અને દુ:ખની કાળી વાદળીઓ ચડી આવતી, તેને કોઇ કોઇ વખત તેની માતા યાદ આવતી અને તે માટે સાદે રડી પડતો અતરની એ એક વેદના સિવાય તેને સર્વ પ્રકારે સુખ હતુ

તેની સ્થિતિ નિશ્ચિંત થયા પછી, તેણે ચાર પાચ વર્ષે એક વખત દિલ્હીની યાત્રા કરવાનો ક્રમ રાખ્યો હતો તે પીરસાહેબની રજા લઇ દિલ્હી જતો અને લાલ કિલ્લામાં જ્યા તેનું મકાન હતું ત્યાં જઇ આવતો. બાલપણમા જ્યાં વૃક્ષોની ઘટા નીચે અને પુષ્પવાટિકાઓમા સ્વચ્છંદે તે ખેલ્યો હતો, ત્યા ભીષણ શ્મશાન સમા ખડીએરો જોઇ તે એક ગ્લાનિભરી નજર નાંખતો અને ભારે હૈયે પાછો ફરતો.

માહઆલમ પોતાના જીવનાન્ત સુધી પીરસાહેબની સાથે વાંદરામાં જ રહ્યો.

---

(૪)

# રાજકુમારીની દુઃખકથા

બળવો એ અત્યારે તો ઇતિહાસની વાત છે, તેને બની ગયાને આજે અર્ધી સદી વીતી ગઇ છે, એ છતા, એ ઘોર ઘટના ગઇ કાલે જ બની હોય એમ હજુયે મારી આખો સામે જ તર્યા કરે છે. ત્યારે તો હું બહુ નાની હતી. મારી ઉમર માત્ર સોળ વર્ષની હતી. મારૂં નામ સુલતાન બાનુ. મારા પિતાનુ નામ મીરજા કવેશ બહાદુર. મારા પિતા સમ્રાટ બહાદુરશાહના પુ ત્ર થાય

અમે ત્રણુ ભાઇ બ્હેનો હતાં—એક ભાઇ અને બે બ્હેનો મારા ભાઇનુ નામ યાવરશાહ, તે મારા કરતા બે વર્ષ મોટો હતો મારી બેનનું નામ નાજબાનુ, તે મારા કરતા દશ વર્ષ ન્હાની હતી બળવાએ મારા પ્યારા ભાઇના અને મારી ન્હાની બેનના, મારા પિતાના અને મારા આખા કુટુમ્બના પ્રાણુ લીધા અત્યારે તો હું અભાગણી એકલી જીવુ છુ અને કપની સરકારે પાચ રૂપિયાની પેટખાઇ બાંધી આપી છે, તેમા નિર્વાહ કરૂં છુ

ભાઇ યાવરનો મારા ઉપર કોઇ અનહદ પ્રેમ હતો. બેન નાજબાનુ તો આખો દિવસ મારી પાસે જ રહેતી તે હમેશાં મારા ખોળામાં જ સૂતી. મારા પિતા લશ્કરમા સરદારી કરતા. એટલે તો લગભગ બહાર જ ફરતા તે પાછા ફરતા, ત્યારે સીધા મારા ઓરડામાં આવતા અને મારી મારફત આખા કુટુમ્બની ખબર પૂછતા, દાદા બહાદુરશાહ તો મને ખુબ ચાહતા મારા વિના કદી તેઓ જમવા ન બેસતા એ રીતે અમે બધાં ખુબ સુખી જીવન ગાળતાં.

ભાઇ યાવરને ભણુાવવા મારા પિતાએ હાફિજો અને મૌલવીઓનું એક મંડળ ભેગું કર્યું હતુ દરેક વિષયને માટે જુદા જુદા ગુરૂની ગોઠવણુ કરવામાં આવી હતી. તેને શસ્ત્રકળા તો મારા પિતા પોતે જ શીખવતા બળવાના પ્રારભ વખતે યાવર અઢાર

વર્ષનો હતો, પણ તેના શરીરનો બાંધો એટલો સરસ કે તે કોઈ પ્રચંડ યો । સમો લાગતો મારા પિતાની ઇચ્છા તેને એક ટુકડી સોંપી સરદાર બનાવવાની હતી

અમે ઓરતો મહેલમા સીવવા-પરોવવાનુ શીખતી પડદાને કારણે અમે કદીએ મહેલની બહાર પગ ન્હોતો મૂકયો જે દિવસે અગ્રેજ લશ્કરે દિલ્હીમા પ્રવેશ કર્યો અને બહાદૂરશાહ દાદાના બેટા બેટીઓને જાન બચાવવા ન્હાસવાનો વખત આવ્યો, ત્યારે અમે પહેલવ્હેલા અમારાં આકાશની સાથે વાતો કરતા એ મહેલથી નીચા ઉતર્યાં

પ્રભાતના ભોજન વખતે બાદશાહની સાથે પંદર વીશ પાટલાઓ પડતા અમને એક પછી એક યાદ કરીને દાદાજી બોલાવતા, અને સૌ આવી ગયા પછી જ ખાવાનુ શરૂ કરતા અમારા કુટુમ્બમા અદર પડદો રાખવાનો રિવાજ ન્હોતો, એટલે બધા સ્ત્રી પુરૂષો ઉઘાડે મ્હોએ વિના સકોચે એક સાથે બેસતા પણ દાદાજીની હાજરીમા કોઈની મગદૂર નહી કે ઉંચી નજર કરી શકે હુ કેટલીયે વખત રીસાતી અને ખાવાને વખતે સતાઇ જતી બધા પોતપોતાને પાટલે ગોઠવાઈ ગયા હોય, પણ દાદાજીની જ બાજુમા મારો પાટલો તો ખાલી પડયો હોય ! પછી દાદાજી મારી શોધ કરાવતા અને હુ દિવાનખાનામાથી કે મારી માના ઓરડામા તેના કબાટ પાછળથી, બે હાથ નીચે આંખો છુપાવી હસતી હસતી આવતી દાદાજી મને લુચ્ચી કહી એકાદ લપાટ લગાવતા અને હુ નીચુ મ્હો રાખી વખતે ખોટુ ખોટુ રડતી અને વખતે મદ મદ હસતી આજે આ બુઢ્ઢાપામા, મારી એ બાલમસ્તીના પ્રસગો બહુ જ આવે છે હુ મારી નાની ઝુંપડીમા બે ત્રણ દિવસ સુધી ભૂખી તરસી પડી રહુ છુ, અને પછી મારી મેળે ઉઠીને ટાટો રોટલો ચાખુ છુ, પણ મને કોઈ મનાવવા નથી આવતુ, લુચ્ચી કહીને કોઈ નથી લપાટો લગાવતુ કે પ્રેમ કરતુ ઓ હો ! એ દાદાજીના ગજ હવે બરાબર યાદ આવે છે !

મારી સ્મૃતિમા એક પ્રસગ તો સાવ તાજો જ છે અબુબકર કાકાના પુત્ર સોહરાબ સાથે મારી સાદી થયેલી અમે બધા-અબુબ-

કર કાકા, સોહરાબ, હુ, યાવરભાઈ, વગેરે બધા હમેશા દાદાજીની સાથે જ જમતા સાદી થઈ તેની બીજી સવારે હુ જમવા ન ગઈ દાદાજીની અને કાકા સાહેબની હાજરીમા સોહરાબ સાથે જમવા બેસતા હુ શરમાતી હતી મને તેડવાન કેટલાય માણસો મોકલ્યા તો યે હુ ન ગઈ પછી દાદાજી પોતે ઉઠ્યા અને મારો કાન ઝાલી મને લઈ ગયા દાદાજીએ મને પોતાની સાથે બેસાડી હુ થાળી ઉપર બેઠી, પણ મે કશુ ખાધુ નહી તે દિવસે મારી સાદીની ખુશાલીમા ખાસ ઈરાની ખાણુ તૈયાર કરાવ્યુ હતુ, ત્યા હુ ખાતી ન્હોતી, મને ખાતા સકોચ થતો હતો, સોહરાબની હાજરીમા ખાતા હુ શરમાતી હતી પછી દાદાજીએ ગુસ્સે થયાનો દેખાવ કરી મને દબડાવી 'સુલતાના, અદબ અને મર્યાદાની યે હદ હોય છે લે, ખાવા મડ' તો યે મારો હાથ મ્હો સુધી ઉપડ્યો નહી, અન્તે દાદાજીએ પોતે તેમને હાથે મને ખવરાવ્યુ

એ વખતે મારી ઉમર માત્ર અગીઆર વર્ષની હતી ત્યારે હુ ખુબ તોફાન કરતી અને ખુબ લાડ કરતી હવે તો એ સુખના માત્ર સ્વપ્ના રહ્યા છે હવે તો એ મીઠા સ્મરણો સ્મરીને આ દુખી જીવનનો દુખમય શેષભાગ પૂરો કરવો રહ્યો છે! ઓહો! માનવજીવનમા કેવી પ્રલયકારી ભરતી ઓટો આવે છે! એક દિવસ માનવી કોઈ સુદર ઉપવનમા, સરિતાને તીરે આનન્દસમાધિમા બેઠો હોય છે, તો એક દિવસ તે સર્વથી તજાઈને અને તિરસ્કાર પામીને કોઈ ભીષણ અરણ્યમા એકલો ઉભો ઉભો પ્રભુની કૃપા માટે પોકાર પાડતો હોય છે!

જ્યારે દાદાજી હુમાયુના મકબરામા બન્દીવાન થઈ ગયા, ત્યારે અમે બધા ન્હાસવાની તૈયારી કરતા હતા અબુબકર કાકા અને સોહરાબ અમારી સાથે હતા અમે નીચે ઉતરી રથમા પગ મૂકતાં હતા, ત્યા એક ગોરો ઘોડેસ્વાર અમારી પાસે આવ્યો તેણે અમારા રથને અટકાવ્યા કાકાએ રથીને રથ હાકી મૂકવાની આજ્ઞા કરી બન્ને વચ્ચે તકરાર જામી પેલા ગોરાએ ઘોડા ઉપર બેઠા બેઠા અબુબકર કાકાની છાતીમા એક ગોળી છોડી અને તે તો નીચા

પડી ગયા. સોહરાબે આ જોઈ પોતાની તલવાર ખેંચી અને તે પેલા સ્વારની સામે દોડયો. તેણે એક ઘા કરી ઘોડાનું માથુ ઉડાવી દીધું. અને પેલા રથને આગળ ચાલવા આજ્ઞા કરી ઘોડાનુ માથુ ઉડયુ, એટલે તે પડયો અને સાથે સાથે પેલો સ્વાર પણ પડયો. એ સ્વારે પડતા પડતા પોતાની કીરીચ ખેંચી અને સોહરાબની સામે ફેંકી. સોહરાબ કુશળ લડવૈયો હતો અને એ સ્વાર પોતાની પલટાતી દશામા બરાબર નિશાન ન્હોતો લઈ શકયો, એટલે એ કીરીચ સોહરાબને ન લાગી, સોહરાબ દોડી પડતા સ્વારની છાતી ઉપર ચડી બેઠો અને પોતાની તલવાર તેનામે પેટમા ઘોચી દીધી.

એ સ્વારનો પ્રાણ લઈ સોહરાબ ઉભો થતો હતો, ત્યા પાછળથી એક બીજો ગોરો આવ્યો અને તેણે સોહરાબનુ માથુ ઉડાવી દીધુ.

આ જપાજપી દરમ્યાન હુ રથમાથી ઉતરી ગઈ હતી, અને એક કોર ઉભી ઉભી પુતળી બની આ તમાસો જોતી હતી અબુબકર કાકા અને સોહરાબ બન્ને કપાયા, એટલે અમારી સાથે કોઈ મરદ ન રહ્યો. પેલા રથીઓ રથ છોડી નીચે ઉતરી ગયા મારી સાથેનો ખીસદ રથમાથી ઉતરી આમતેમ ન્હાસવા લાગ્યો હુ પણ મારી નાની બેન નાજબાનુને લઈ એક બાજુએ દોડી ગઈ, અને વડને ઓથે અમારા પ્હેરેગીરની કોટડી હતી તેમા ભરાઈ.

એ કોટડીમા કોઈ ન્હોતુ પ્હેરીગીર બહાર ગયો લાગતો હતો. મારે ક્યા જવુ તેનો વિચાર કરતી હુ ત્યા ઉભી અને કોટડીમા નજર ફેરવવા લાગી તેની એક દિવાલ ઉપર નાજુક કટાર લટકતી હતી. મેં તે ઉઠાવી લીધી અને મારી કેડે ખોસી હું ન્હાસવાનો વિચાર કરતી હતી પણ મારી નાની બેનને સાથે લઈ ઉતાવળે ન્હાસવું મને અશક્ય લાગતુ હતુ, એટલે હુ મનમા મુઝાતી ઉભી હતી.

એવામા કોટડીનુ બારણુ ઉઘડ્યું, અને એક મોગલ સિપાઈ અદર પેઠો તે એ કોટડીનો માલીક લાગ્યો તેણે અમને જોયાં અને ઓળખ્યા તેણે અધીરાઈથી કહ્યું:

'અરે બેગમ સાહિબા, હું તમને જ શોધુ છુ. તમારા પિતા ફનેશ બહાદૂર દરિઆઈ દરવાજે ઉભા છે અને તમને મળવાનીજ રાહ જુએ છે ચાલો, હું તમને ત્યા તેડી જાઉં.'

હું અને નાજબાનુ છુપે માર્ગે આ પ્હેરગીરની પાછળ ચાલ્યાં.

દરિયાઇ દરવાજા બહાર મારા પિતા તેમના પ્રાણપ્રિય ઘોડા 'અઝીઝ' ને અઢેલીને અમારી રાહ જોતા ઉભા હતા. મારા પિતાને અનેક ઘોડાઓ હતા; પણ તેમા તેમને સૌથી વધારે પ્રિય આ અઝીઝ હતો. જ્યારે તે યુદ્ધમાં જતા કે કોઈ અતિ જોખમવાળા કામે નીકળતા, ત્યારે આ અઝીઝ ઉપર સ્વારી કરતા, અને અઝીઝે સદાય તેમને વિજય જ અપાવેલો. અઝીઝ બરાબર સજ્જ બની તેના માલિકના બેસવાની રાહ જોતો ઉભો હતો. અમે આવ્યા એટલે શિર ઝુકાવી તે હણહણ્યો અને અમને આવકાર આપ્યો.

મારા પિતાએ લશ્કરી પોશાક પહેર્યો હતો. પણ તેમનુ માથું ઉઘાડું હતું. તેમનુ મ્હો ધુળ ધુળ ભર્યું હતુ. તેમનો એક હાથ કેડે લટકતી તલવાર ઉપર હતો, અને આસપાસ નજર ફેરવતા તે ઉભા હતા. તેમના હાલહવાલ જોતાં મને લાગ્યુ કે તે ક્યાંક ધીંગાણુ કરી આ તરફ ધસ્યા આવ્યા લાગે છે. તેમની આંખો લાલચોળ લાગતી, તેમના મ્હોં ઉપર ઉશ્કેરણી સ્પષ્ટ દેખાતી. અમને બન્ને બ્હેનોને આવતી જોઈ તેમના ચ્હેરાનો રંગ બદલાયો.

પિતાને જોઇ નાજબાનુ મારી આંગળી છોડાવી, "ઓ બાપુ !" એમ બોલતી તેમની પાસે દોડી ગઇ. પિતાએ તેને ઉપાડી લીધી. દશ વર્ષની એ બાળકીનુ શું થશે એ વિચારે તેમની લાલ આંખોમાં આંસુ ભરાયા. આસુભીની આંખે તેમણે નાજબાનુને એક ચુમ્બન લીધુ અને તેના માથા ઉપર છેલ્લી વખત પિતાના પ્રેમપૂર્વક હાથ ફેરવ્યો. નાજબાનુને નીચે ઉતારી તે ઘોડા ઉપર બેઠા.

હુ અને પ્હેરગીર પાસે પહોંચ્યા ત્યારે મારા પિતા ઘોડાની લગામ પકડી ઉપડવાને તૈયાર થઇ ગયા હતા. મને જોઇ તેમણે કહેવા માંડ્યુ.

'બેટા સુલ્તાના ! જો હું તો હવે જાઉં છુ. જતાં પહેલાં મારી ઇચ્છા તમને બન્ને બ્હેનોને એક વખત જોઇ લેવાની હતી, તે ખુદાએ પૂરી કરી. હવે હું બેટા બાવરની પાછળ જાઉં છું. હું અને બાવર અમારા ઘોડા ઉપર બેસી નીકળ્યા અને પાછળને માર્ગેથી દિલ્હી છોડી જવા દોડ્યા જતા હતા, ત્યાં વાટમાં એક અંગ્રેજ

ટુકડીનો ભેટો થયો તેઓ અમારી આડા ફર્યા અને અમારે તલ-વાર ખેચવી પડી એ જપાજપીમા મારી આખો સામે, એક શીખ સંગીનથી યાવર રહેસાઇ ગયો-'

યાવરભાઇ મર્યા—એ સાભળી મારા મોઢામાથી એક ચીસ નીકળી પડી એને હુ હૈયાફાટ રડવા લાગી પિતાજી આખોમાં આસુ સહિત આગળ કહેવા લાગ્યા

'યાવર પડયો, એટલે જાણે એ સગીન મારી છાતીમા જ ભોકાયું હોય એમ ઉશ્કેરાઇને મે એ સગીન ફેકનાર શીખ સિપાઇ તરફ અજીજને દોડાવ્યો પણ એ કમજાતે મને દગો દીધો કોઇ દિવસ નહી ને આ વખતે, મે ખુબ લગામ ખેચી છતાં, ને મને ઉઠાવીને આ તરફ ન્હાસી આવ્યો અત્યારે યાવરની લાશ, ઘોડાઓ અને સિપાઇઓને ઠેબે ચડતી લાલ કિલ્લાને પાછળને દરવાજે પડી હશે. પણ હુ, આજે જીન્દગીમા પહેલી જ વખત મારા પુત્રનુ વેર નથી લઈ શકયો હજી મને થાય છે કે આખા લાલ કિલ્લામાં ઘુમી, યાવરને મારનાર એ શીખ સિપાઇને શોધી કાઢુ અને તેને મારી, તેનુ લોહી પીઉં પણ આ અજીજ ચાલતો જ નથી બેટા, આજે પહેલીજ વખત મારા નિષ્કલક જીવન ઉપર, પોતાનો પુત્ર કપાતો જોતા છતા, રણમાથી ન્હાસી નીકળવાનુ કલક ચોટે છે, અને રે, મારામા એ ધોવાની તાકાત નથી

'બેટા, મારી આખોની રોશની સમો યાવર તો ગયો હવે હુ જીવીને શુ કરૂ ? હવે તો અજીજ જ્યા લઈ જશે ત્યા જઇશ પણ હુ યે માત્ર બે ચાર કલાક જીવવાનો હોઉં એમ જ મને લાગ્યા કરે છે હુ ન્હાસીશ, અજીજ મને લઇને ન્હાસશે, પણ દિલ્હીની આસ-પાસના દશ પદર માઇલમા એક સ્થળ પણ એવુ નથી કે જ્યા અગ્રેજ લશ્કર ન હોય એટલે મારે ય અગ્રેજ સગીનથી ભોકાઇને કે તેમની ગોળીથો વિધાઇને જ જીવતાન્ત જોવાનો રહ્યો છે આપણા કુટુમ્બના મર્દોને માટે અગ્રેજોને હાથે મર્યા સિવાય, અને મરતા બચે તો બળવા પછી તેમને તૈયાર કરેલી ફાસીઓએ લટકયા સિવાય બીજો કોઈ માર્ગ જ નથી સુલ્તાના, તુ જો જીવતી રહી તો એક

વર્ષ પછી સાભળશે કે બહાદૂરશાહના કુટુમ્બનો એક પણ મર્દ આ ભૂમિ ઉપર જીવતો નથી

"બેટા, તને અને આ નાજબાનુને કોઇ નિર્ભય સ્થળે પહોચાડી દેવાની મારા દિલની ખુબ ઇચ્છા છે, પણ અત્યારની પરિસ્થિતિ જોતા મને તે અસંભવિત લાગે છે ગોરાઓ બધા મારી શોધમાં ફરે છે, અને હુ જ્યાં જઇશ ત્યા પાછળ આવી તેઓ મારો જાન લેવા તલ્પે છે અત્યારે તમને સાથે લઉં, તો તેઓ મારી આંખો સામે પ્રથમ તમારા પ્રાણ કાઢે અને મારે તે ચુપચાપ ઉભા ઉભા જોવુ પડે બેટા, મેં યાવરને તો એ રીતે મરતા જોયો હવે તમને એમ મરતી જોવાની મારામા શક્તિ નથી હુ જાઉં છુ જીવતો રહીશ તો કોઇ દિવસ તમને શોધી કાઢીશ તમે આપણા ફહેરેગીગની સાથે જાઓ તમને તે જ્યા આપણા કુટુમ્બની બીજી સ્ત્રીઓ છે ત્યા પહોચાડી દેશે '

'બેટા સુલ્તાના, તને તો મારે કશુ કહેવાનુ નથી તોયે એક વાત કહ્યા વિના નથી રહેવાતુ આજથી તમે શાહજાદીઓ મટી ભિખારણો બનો છો એ ભૂલશો મા તુ તો દુશ્મનનુ દિલ પીગળાવી માર્ગ કરી લે એવી છો, પણ મને આ નાજબાનુની ચિન્તા થાય છે તે હજી બાળક છે તે આપણી પલટાયેલી સ્થિતિ નહીં સમજી શકે બેટા, તેને તુ સમજાવજે અને તારી સાથેજ રાખજે '

એમ કહી તે ઘોડા ઉપરથી પાછા નીચા ઉતર્યા અને અમને બન્ને બ્હેનોને બાથમા લઇ આલિગન દીધુ તેમણે અમને છેલ્લી એક એક ચુમી લીધી અને અમારો હાથ સાથેના ફહેરગીરને સોપી તેને કહ્યુ

'ભાઇ, જતા જતા તને આ છેલ્લુ એક કામ સોપુ છુ. તુ ગમે તે સજોગોમા મારી આ બન્ને બેટીઓને નિજામુદ્દીન સાહેબની દરગાહમા પહોચાડી દેજે ભાઇ, આટલુ જરૂર કરજે '

'ઠીક, બેટા હુ જાઉં છુ' એમ બોલતા સજળ નયને મારા પિતા ઘોડા ઉપર ચઢ્યા અને એક પળવારમા અદૃશ્ય થયા અમે બન્ને બ્હેનો રોતી ઉભી રહી

ફ્રેરગીરે અમને છાની રાખી, અને તેનો હાથ ઝાલી અમે નિઝામુદ્દીન સાહેબની દરગાહે જવા નીકળીઃ થોડે ગયા પછી નાજબાનુ ન ચાલી શકી, એટલે એ ભલા ફ્રેરગીરે તેને ઉંચકી લીધી, અને હુ અને તે સીધો માર્ગ મૂકી, કોઈ ન દેખી જાય એ ભયથી ટૂંકી કેડીએ ચાલવા લાગ્યા

થોડે દૂર ગયા ત્યા મારી નજર, આગળ ચાલ્યા જતા અમારા એક ખોજા ઉપર પડી. તેણે પણ અમને જોયા અને તે ઉભો રહ્યો અમે બધાં સાથે થયાં. તે કેટલાય વર્ષ થયાં અમારા ઘરમા જ રહેતો, અમારે ત્યા ખાતો પીતો અને અમને બાળકોને રમાડવાનુ કામ કરતો. તે પણ નિઝામુદ્દીન સાહેબની દરગાહ તરફ જતો હતો તેને જોઈ નાજબાનુ ફ્રેરગીરને ખભેથી ઉતરી તેની પાસે ગઈ

અમે ચારે જણા એ રીતે ચાલ્યા જતા હતા મને કદિયે ચાલવાનો અભ્યાસ નહોતો, અને ચાલવાથી મારા પગમા તીવ્ર દર્દ થતું હતુ, મારી નસો ખેચાતી હોય એમ મને લાગતુ હતુ, પણ એ દર્દને દબાવી હુ તો તેમની સાથે ચાલી જતી હતી ચાલતાં ચાલતાં હુ વખતે પાછી નજર કરતી તો દિલ્હીના કિલ્લા ઉપરથી ધુમાડાથી ભૂરા ભૂરા લાગતા અમારા આવાસોના મિનારા દેખાતા અને તોપોની ગર્જના કાન સાથે અથડાતી

અમે અર્ધોક માર્ગ કાપી રહ્યા, એટલે અમારા ખોજાના આગ્રહથી પેલો ફ્રેરગીર પાછો વળ્યો લાલ કલ્લામાં તેની એક નાની પુત્રી અને એક પુત્ર રહી ગયેલા તે નીકળ્યો તેની તેમને ખબર નહોતી, અને એ વખતે કિલ્લામા અગ્રેજી લશ્કરે કાળો કેર વર્તાવવા માડયો હતો એથી તેને તેના બાળકોની ચિન્તા રહેતી હતી. તે પોતે તો અમને દરગાહે પહોચાડયા સિવાય પાછો વળવા નારાજ હતો; પણ માર્ગમા કશુ ભય જેવુ ન હોવાથી ખોજાના આગ્રહથી અને અમારા વારંવાર કહેવાથી તે પાછો ફર્યો અને અમે ત્રણે જણા આગળ ચાલ્યા. નાજબાનુ ખોજાની કાંધેથી ઉતરી અમારી સાથે ચાલતી હતી.

કેડી ઉપર કાટાઓ પથરાયેલા પડયા હતા. અને અમારા પગ ઉઘાડા હતા. હુ બહુ ધ્યાન રાખીને ચાલતી અને નાજબાનુને

ધ્યાન રાખવાનું કહેતી. એ છતા, તેની ગફલતીથી એક શૂળ તેના પગમાં પેસી ગઈ, અને તે ચીસ પાડીને નીચે બેસી ગઇ મે પાસે જઇને તે શૂળ કાઢી અને તેને સમજાવી શાન્ત કરવા પ્રયત્ન કર્યો; પણ તે રડવા લાગી અને ઘેરથી પાલખી મગાવવાની હઠ લઇને બેઠી.

પાલખીનું નામ સાભળી મારો જીવ મુઝાયો મારી આખમા આસુ આવ્યા મે અનેક રીતે તેને સમજાવવા માડી, પણ તે સમજી જ નહી. પેલા ખોજાએ કઠોર સ્વરે ચાલવાની ઉતાવળ કરવા માંડી. મને પહેલી જ વખત લાગ્યુ કે મ્હેરગીરના ગયા પછી ખોજાના અમારી સાથેના વર્તાવમા બેદરકારી વધી હતી એ જાણી હુ વિશેષ ગભરાઇ.

હું પોતે, મારી નિર્બળ સ્થિતિ છતા, નાજબાનુને તેડવા તૈયાર થઈ, અને થોડે દૂર જતાં પાલખી આવશે એમ તેને ફરી ફરીને ફોસલાવી, પણ તો યે તે ન માની તેણે તો તેજ સ્થળે પાલખી મગાવવાનો હઠ લીધી અને પેલા ખોજાને પાલખી લઇ આવવા પોતાની અવિવેકી ભાષામા આજ્ઞા કરવા લાગી.

આજ સુધી નાજબાનુ એ ખોજાને ગમે તેમ કહેતી, ગમે તેવા કડવા ઉગ્ર વચનો કહેતી, તો યે તે ચુપચાપ સાખી લેતો અથવા હસીને વધાવી લેતો, પણ આજે તેણે એ ન સાખ્યુ તેને એથી ગુસ્સો આવ્યો હોય એમ લાગ્યુ તે આજે કઇ અમારો નોકર ન્હોતો. ઉલટો, અમારી અનાથ અને દુખી દશાની દયા ખાઇ તે અમારા ઉપર ઉપકાર કરવા અમારી સાથે આવતો હતો તે મારી કે નાજબાનુની કે કોઇની ગાળો શા માટે સાખે ? એવા કઇંક વિચાર તેના મનમા આવ્યા હશે એમ મને લાગ્યુ.

તેને મારી બેનની કૃતઘ્નતા ઉપર ક્રોધ આવ્યો અને અમારી પાસે આવી તેણે નાજબાનુને એક તમાચો લગાવ્યો અને કંઇપણ બોલ્યા ચાલ્યા વિના આગળ ચાલવા કહ્યુ. બિચારી નાજબાનુ શુ સમજે ? તે આક્રંદ કરવા લાગી. નાજબાનુના સુકુમાર દેહ ઉપર કદી કોઇએ ક્રોધિત બની ફુલની છડી પણ નહીં અડાડી હોય, તેને આજે પગમા શૂળો અને ગાલ ઉપર તમાચા સહવા પડ્યા

હું પણ આસુના પુરને ન રોકી શકી અમને બન્નેને આક્રંદ કરતી મૂકી અમારો ખોજો ચાલ્યો ગયો અને અમે બન્ને બ્હેનો દુશ્મનોથી ઘેરાયેલા એ જગલની વચ્ચે એકલી વિલાપ કરતી બેઠી

અમે બન્ને બ્હેનોએ કયાય સુધી વિલાપ કર્યા પછી અમારી આખોનાં આસુ ખુટ્યા મ્હો સાફ કરીને હુ બેઠી થઇ અને નાજબાનુને ખોળામા લઇ મે તેના આસુ લુછ્યા અમે બન્ને બ્હેનો બેઠી થઇ અને કેડી જ્યાં લઈ જાય ત્યા ચાલવા લાગી ખુદાની અમારા ઉપર એટલી મ્હેર કે એ કેડી સીધી નિઝામુદ્દીન સાહેબની દરગાહે જઇ ઉભી રહી

અમે દરગાહમા ગયા ત્યા અમારા કુટુમ્બના અનેક સ્ત્રી પુરૂષો હતા અને નવા આવતા જ જતા હતા પણ સૌ પોતપોતાની આપત્તિઓમા પડયા હતા કોઇને કોઈની ખબર પુછવાની શુદ્ધ ન્હોતી અમે બન્ને બ્હેનો અદર જઇ ઉભી રહી, પણ કોઇએ અમારી ખબર સરખીએ ન પૂછી. તો યે હુ તો બન્નાયની સાથે બેઠી અને સૌનુ જે થશે તે અમારૂ થશે એમ મનને મનાવ્યું.

બીજે દિવસે કોઇએ આવી કહ્યુ કે કવેશ બહાદૂર તો કાલે સાજે મરાયા તેનુ માથુ દિલ્હીના દરવાજા વચ્ચે ચગદાતુ પડયુ હતુ મે તે સાભળી લીધુ અને એક નિશ્વાસ નાખ્યો

ચોથે દિવસે નાજબાનુને તાવ આવ્યો અને તે દિવસે મારા ખોળામા સૂઈ, મને મૂકી ચાલી ગઈ મારા આખા કુકુમ્બમાથી હુ એકજ બાકી રહી

નાજબાનુના મૃત્યુ પછી, હુ ગાડી બની એકાદ માસ સુધી આખો દિવસ જગલમા ભટકતી અને રાત્રે દરગાહમા આવી સૂઇ રહેતી એક દિવસ રાત્રે, એ દરગાહમાં રહેતા એક ફકીરે સમાચાર આપ્યા કે અગ્રેજ સરકારે મને પાંચ રૂપિયાનુ માસિક પેન્સન આપવાનુ ઠરાવ્યુ છે એ [illegible] મને નિયમિત પાચ રૂપયા મળ્યા કરે છે, અને હુ એ ખાઇ મારી જીન્દગી ગુજારૂ છુ

[આ અનુવાદ થતી વખતે સુલ્તાન બાનુ જીવે છે કે નહીં તેની ખબર નથી જો જીવતા હોય તો તેમની ઉમર ૮૨ વર્ષની હોય; પણ એ સભવ નથી અનુવાદક]

(૫)

# બહાદુરશાહના એક સ્વજનની કથા

દિલ્હીમાં જેટલા જેટલા વિજેતાઓ વસી ગયા છે, તેમણે બધાએ પોતાની પાછળ, પોતાની કાયમની યાદગીરી મૂકી જવા અનેક માનવી-પ્રયત્નો કર્યા છે, અને સાથે સાથે, એ સર્વને થોડા સમય સુધી સિંહાસને બેસાડી નચાવનાર અને પછી એક ક્રૂર થપાટ લગાવી એજ સિંહાસન નીચે દફન કરનાર કાળદેવે પણ તેમની બધાની પાછળ અમર યાદગીરીઓ મૂકી છે ઇતિહાસકારે ઇતિહાસને ચોપડે નોંધ્યું છે કે, આજે દિલ્હીના દુર્ગ ઉપર જેનો વિજયધ્વજ સાવ સ્વચ્છંદપૂર્વક ફરકે છે તે બ્રિટિશ સામ્રાજ્ય તે સાતમું સામ્રાજ્ય છે, તેની પહેલાં બીજાં છ સામ્રાજ્યો સ્થપાયાં અને સંહારાયાં જેમ આજે બ્રિટિશ સામ્રાજ્યના સંચાલકો 'નવું દિલ્હી' બાંધી, તેમની એક કાયમની સ્થૂળ યાદગીરી, તેમના શાસનના દેશમાં મૂકી જવા મથી રહ્યા છે, તેમ મોગલ સમ્રાટોએ પણ 'મોગલ દિલ્હી' બાંધેલી, અને પઠાણોએ અને લોદીઓએ પણ પોતપોતાની દિલ્હીઓ રચેલી, અને રાજપૂતોના દિવસોમાં રાજપૂત દિલ્હી પણ હતી

એ બધી દિલ્હીઓમાંથી આજ એકે દિલ્હી જીવતી નથી રહી કોઇ ઈતિહાસનો શોખીન પ્રવાસી અત્યારના દિલ્હી નગરના આસ-પાસના વિસ્તારમાં ઘુમે, તો તેની દૃષ્ટિએ એ બધી દિલ્હીઓ દેખાય આથમી ગયેલાં એ સામ્રાજ્યોની કબર સમી, એ બધી દિલ્હીઓ ત્યાં સૂતેલી છે અને જોનારને કોઇ અતિ ભયંકર નગ્ન સત્ય શીખવી રહી છે અમુક વર્ષો પછી હિન્દુસ્થાનનો ભવિષ્યનો બાળક દિલ્હીની આસપાસ ફરવા નીકળશે, ત્યારે તેના પગ નીચે આજે તૈયાર થતી એ નવી દિલ્હી કચરાશે, અને બ્રિટિશ સામ્રાજ્ય જેવા મહાસામ્રાજ્યની ઘોર દેખી તેનું હૈયું ઉદ્વિગ્ન બનશે. પણ એ ઇતિહાસનો ક્રમ છે

મોગલોના સમયમા તેમણે દિલ્હીમા અનેક મુસલમાની ધર્મ-સ્થાનકો બધાવેલા. મસ્જીદો અને રાજાઓની પાછળ કરોડોની સમૃદ્ધિ લુટાવી દીધેલી આવી એક જુમ્મા મસ્જીદ છે તે હજુએ દિલ્હીમાં ઉભી છે ત્યા અનેક યાત્રાળુઓ અને પ્રવાસીઓ આવે છે, અને તેનુ એ આલિશાન અને શિલ્પ–સ્થાપત્યના બેનમુન નમુના સમુ મકાન દેખી પ્રસન્ન થાય છે, પણ મોગલોના સમયમા જુમ્મા મસ્જીદની જે જાહોજલાલી હતી તે આજે નથી આજે તે, કોઇ પ્રચડ અને પ્રતાપી શરીરની શ્યામલ અને દુબળી છાયા સમી લાગે છે જેટલો આજે આર્યાવર્તમાં ખ્રિસ્તી દેવળોનો વૈભવ છે, તેથી અનેક અનેક ગણો વૈભવ, મોગલોના સમયમા મુસલમાની મસ્જીદોનો હતો. અગ્રેજ સરકાર ખ્રિસ્તી દેવળો અને ધર્મગુરૂઓની પાછળ આશરે પાત્રીશ લાખ રૂપિયા ખર્ચે છે, ત્યારે મોગલ સમ્રાટો તેમની પ્રિય એ એક જુમ્મા મસ્જીદની જાહોજલાલી નિભાવવા પાછળજ એવી વધારે દ્રવ્ય ખર્ચતા.

નવરાત્રમા જેમ હિન્દુ મદિરોમાં મ્હોત્સવો મડાય છે, અને તેમના વૈભવોના પ્રદર્શનો ભરાય છે, તેમ રમજાન મહીનામાં આ જુમ્મા મસ્જીદમાં મહોત્સવ મડાતો અને સામ્રાજ્યના બધા વૈભવનુ ત્યા પ્રદર્શન ભરાતુ મોગલ સમ્રાટ અને તેના સ્વજન અમીરો, એ મહીનાનો એક એક દિવસ પોતા તરફથી ઉજવતા, અને સાજે, રોજા છોડવાને વખતે લાખો મુસલમાનોને મિષ્ટાન્ન વહચતા.

અને એ ધર્મ–માસમા જુમ્મા મસ્જીદમા અદ્ભુત દૃશ્યો દૃષ્ટિએ પડતા દિવસના ગમે તે ભાગમા મસ્જીદમાં પ્રવેશ કરતાં, દરવાજાથી ઠેઠ અતર્દ્વાર સુધી લોકો ટોળે મળીને બેઠા જ હોય, અને વચ્ચે આસન ઉપર કુરાન શરીફનો ગ્રથ મૂકી, ખુલ્લે સ્વરે તેનો પાઠ સતત ચાલતો જ હોય કોઇ સ્થળે હાફિઝો એકઠા મળી ધર્મ–વિવાદ કરતા હોય, તો કોઇ સ્થળે ધર્મ–કવ્વાલીઓ અને ગઝલોની ધૂન મચી હોય રમજાનમાં હમેશા જુમ્મા મસ્જીદમા 'અલ્લાહ વાલાઓ' ની જમાવટ જ થઇ હોય.

સંધ્યાકાળે જ્યારે પ્રકૃતિસુંદરી અનેક મનહર રંગો લઈ કોઈ સુંદર કલ્પનાચિત્ર આલેખવા આકાશના ચોકમાં ઉતરે, ત્યારે મોગલ–સુંદરીઓ પણ એવાજ સુંદર રંગોમાં સજ્જ થઇ, તેમના ગગનચુંબી મહાલયોમાંથી નીચે આવે, અને તેમની મદભરી ગતી ચાલે જુમ્મા મસ્જીદમાં એ ધર્મ–મેદની નીરખવા નીકળે તેમની સાથે રેશમી રૂમાલો નીચે ઢાંકેલા મિઠાઇઓના થાળ ઉપાડી ખોજાઓ ચાલે, અને મસ્જીદને મિનારેથી રોજા છુટવાની બાંગ પુકારાય એટલે એ મિઠાઇ વહેંચવામાં આવે આની રીતે અનેક બેગમો અને બાનુઓ, જૂદા જૂદા પક્વાન્નોની લ્હાણી કરે અને ત્યાં આવેલા માણસને, તેના આખા કુટુમ્બને પૂરૂ થાય એટલું આપે ખુદા પણ આ દૃશ્ય જોવા, તેના અનેક કામો પડતા મૂકીને, આસ્માનમાં આવીને ઉભતો હશે, એટલું આકર્ષક તે લાગતું

મોગલ સમ્રાટોના સમયની, જુમ્મા મસ્જીદની આ સમૃદ્ધિ જેમણે જોઇ હોય તેઓ જો આજે તેમની એ મસ્જીદની દુર્દશા નીરખે, તો તેમની આંખોમાં ચોધાર આંસુઓ ઉભરાય, અને બહાદુરશાહના દિવસોની જાહોજલાલી અને આજની દુર્દશા, એ બન્નેને એકની એક આંખે જોનારા કેટલાય છે ભગવાન સૂર્યદેવ તેમનો પ્રકાશ પાછો ખેંચી લ્યે અને જગત જેટલું નિસ્તેજ લાગે, તેટલી નિસ્તેજ આ મસ્જીદ લાગે છે રમજાન માસના એ મહિમા આજે સાવ પરવાર્યા દીસે છે આજે એ મસ્જીદમાં જઈને કોઈ જુએ તો, એ ચાર મિસ્કીન ફકીરો, પત્થરના ચુલા બનાવી રોટી પકવતા બેઠા હોય છે એ તારીફોની મહેફીલો ન દેખાય કે એ ધર્મના વાદવિવાદો ન સંભળાય, એ કુરાને શરીફના પુણ્ય ધ્વનિ ન સુણાય કે એ શેઠોની મહામેદનીઓ ન નીરખાય. એ મોગલ સામ્રાજ્યનો પ્રતાપ હતો અને તે મોગલોની સાથે આથમ્યો.

* * *

વિધિની એ કેવી ક્રૂરતા કે પોતાને સુકોમલ હાથે ગરીબોમાં મિઠાઈ બાંટનાર એ બેગમો અને એ બાનુઓને જ, મસ્જીદને ઓટલે બેસી, નીચે મ્હોએ હાથ લાંબા કરી માગવાનો સમય આવે

અને જે કોઇ ચાણ્ણા કે એવું કઇ ધાન્ય આપી જાય, તેથી રોજી છોડવું પડે ? ઓ પરવર દિગાર !

* * *

અબુઝફ્ફર બહાદુરશાહના નાના બંધુ મીરઝા સલીમ બહાદુરનો એકનો એક ભાણેજ મીરઝા શાહજોર નાનપણથી જ સલીમ બહાદુરની સાથે રહેતો તે તેની મામીની આંગળી ઝાલી જુમ્મા મસ્જીદમા જતો, અને ખુબ આનદપૂર્વક મિઠાઇ વહેચતો રમઝાન માસમાં જે થોડા કુટુમ્બો લાખો રૂપિયા ખર્ચતા, તેમા આ કુટુમ્બ અગ્રગણ્ય ગણાતુ

બળવાની એક વર્ષ પૂર્વે સલીમશાહ બહાદુરને કોઇ અપરાધસર કેદ કરી આગ્રા મોકલવામાં આવ્યા હતા, બળવો થયો અને દિલ્હી લુટાઈ અને બાદશાહી કુટુમ્બો ન્હાસ્યાં, ત્યાસુધી તેમને છુટા ન્હોતા કરવામાં આવ્યા. ન્હાસવાનો સમય આવ્યો ત્યારે શાહજોરની ઉમ્મર માત્ર તેર વર્ષની હતી તેને રમઝાન માસમા જુમ્મા મસ્જીદમાં જઇ હસતાં હસતા મિઠાઈથી માણસોના ખોબા ભરી દેવા શિવાય બીજો કશો અનુભવ ન્હોતો અને સલીમ બહાદુરના પરિવારમાં આ શાહજોર શિવાય એક પણ પુરૂષ ન્હોતો. એટલે બીજા બધા કુટુમ્બો કરતા આ કુટુમ્બને વિશેષ સહવુ પડયુ

સલીમ બહાદુરનુ મકાન લાલ કિલ્લાની પાસેજ હતુ મકાન વિશાળ અને મનોહર લાગતુ સલીમ બહાદુરના બદીવાસ પછી પણ તેમની સ્થિતિના મોગલ અમીરને ત્યા હોવી જોઇએ તે બધી સાહ્યબી ત્યાં કાયમ રાખવામા આવી હતી તેમને દરવાજે આઠે પહોર સિપાઇઓ બેસી રહેતા અને તેમના કુટુમ્બની ચોકી કરતા. એ સિપાઇઓમાથી મહમ્મદ અને અકબર એ બે સલીમ બહાદુરના ખાસ માણુસો હતા તે તેમના માલિકને નામે જીન્દગી પણ કુરબાન કરે એટલા વફાદાર અને સ્વામીભક્ત હતા સલીમ બહાદુરનુ મકાન જતા આવતા સર્વ કોઇની નજરે પડે એવી રીતે જ આવેલુ હતુ, અને તેનો બાદશાહી વૈભવ જોઇને જોનારને ઘડીભર ત્યા ઉભા રહી નીરખવાનુ મન થતુ

## બહાદુરશાહના એક સ્વજનની કથા

સલીમ બહાદુરના કુટુમ્બમાં, નાનો શહજોર, તેની વૃદ્ધ માતા, સલીમ બહાદુરની બેગમ અને એક નાની પુત્રી—એટલા માણસો હતા તેઓ બધા અતિ શાંત અને સુખી જીવન ગાળતાં શહજોરને અને સલીમ બહાદુરની નાની બેટી અમીનાને ભણાવવા સવારે અને સાંજે બે ઉસ્તાદો આવતા બન્ને બાળકો સાથે ભણતા, ખેલતા અને નિર્દોષ મસ્તી કરતા દિવસમા એક વખત મહમ્મદ કે અકબર શહજોરની માતા પાસે એક આટો આવી જતા, અને બધાના ખબર પૂછી જતા શહજોર અને અમીના એ મહમ્મદને બહુ ચ્હાતા; જ્યારે તે આવતો, ત્યારે બન્ને બાળકો તેની પાસે દોડી જઇ તેને વળગી પડતાં અને તેની લાંબી દાઢી ખેંચી ખુબ હેત કરતાં. મહમ્મદ પણ તેમને બન્નેને ઉંચકી પોતાના ખભા ઉપર બેસાડતો અને આનંદપૂર્વક રમાડતો. તે આ બન્ને બાળકોનો એક બીજા તરફ આટલો બધો પ્રેમ જોઇ અંતરમાં અતિ હરખાતો અને એ બન્ને સદાય ભેગા જ રહે એવી પ્રભુને બંદગી કરતો.

દેશમાં અંગ્રેજો સામે બળવો જામ્યો છે અને અંગ્રેજ લશ્કર એક પછી એક કિલ્લાઓ સર કરતું અને દેશી લશ્કરને હરાવતુ દિલ્હી ઉપર દોડ્યુ આવે છે તેની આ કુટુમ્બને બહુ ખબર ન્હોતી તેઓ તેમની અટારીમાં ઉભા ઉભાં વખતે રસ્તા ઉપર નજર કરતાં, ત્યારે તેમને દોડાદોડ કરતા ઘોડેસ્વારો દેખાતા પણ એથી તેમને યુદ્ધનો ખ્યાલ ભાગ્યેજ આવતો અને મહમ્મદ પણ, સલીમ બહાદુરની ગેરહાજરીમાં માતાજી ગભરાશે એ બ્હીકથી કશા ખબર આપતો નહી જ્યારે શહજોર અને અમીના કોઇ દિવસ લાલ કિલ્લામાં જતા, ત્યારે તેઓ મોગલ સૈનિકોને કવાયત લેતા અને શસ્ત્રોને તૈયાર કરતા જોતા, તેમને ટોળે મળીને કંઇ કંઇ કુતુહલભરી વાતો કરતા સાભળતા, લાલ કિલ્લામાં તેમને બધે અશાન્તિ અને આકુળતા જેવુ દેખાતુ. પણ એ બધા ઉપરથી યે, તેમને યુદ્ધનો ખ્યાલ ન આવતો. તેઓ પાછા ઘેર જતાં, ત્યારે આ બધા દૃશ્યો તેમની બાલ-ભાષામાં માતા અને અમીને

કહી બતાવતા, અને બધા એને ગમ્મતનો વિષય ગણી ખૂબ ગમ્મત કરતાં

એક દિવસ બપોરે તેઓ બધાં બેઠાં હતા, ત્યાં મહમ્મદ અને તેની સાથે લશ્કરી પોશાક પહેરેલો એક સિપાઇ અંદર આવ્યા બન્નેએ ઝુકીને શહજોરની માને સલામ કરી

'માતાજી,' મહમ્મદે કહ્યું, 'બહાદુરશાહ દાદાએ આ સિપાઇને મોકલ્યો છે અને તેની મારફત આપની કુશળતાના સમાચાર પૂછાવ્યા છે'

સિપાઇએ ફરીવાર ઝુકીને સલામ કરી, અને બહાદૂરશાહનો સંદેશ કહ્યો તેણે દિલ્હીથી થોડા ગાઉ ઉપર અંગ્રેજ લશ્કરે નાખેલી છાવણીની વાત કરી, આસપાસના સ્થળોમાં ચાલી રહેલી લડાઇના સમાચાર આપ્યા, દિલ્હી ઉપર આવતી આફતની જે દહેશત રહેતી તે બતાવી, અને બધાએ લાલ કિલ્લામાં આવી બહાદૂરશાહ સાથે રહેવું એવી બાદશાહ સલામતની ઇચ્છા જણાવી.

શહજોરની માએ આ બધી વાત શાન્તિપૂર્વક સાંભળી લીધી તેણે નાનપણમાં યુદ્ધના પ્રસંગો નીરખેલા, તે તેના પિતાની સાથે અનેક વખત યુદ્ધના મેદાનો ઉપર જઇ આવેલી, તેને સરસ ઘોડેસ્વારી આવડતી, અને શસ્ત્રોનો સુંદર અભ્યાસ હતો એટલે, વૃદ્ધાવસ્થાએ તેના અંગોને શિથિલ કરી નાખેલા, છતાં તેની વીરતા એવીને એવી જ સતેજ હતી આ ઉમ્મરે પણ તેને યુદ્ધની વાતો સાંભળી, યુદ્ધના મેદાન ઉપર જવાનો આવેશ આવતો એથી, આ વૃદ્ધ ડોશીને યુદ્ધ-સમાચાર સાંભળી કશી ગંભીર અસર ન થઈ તેણે સલીમ બહાદૂરની બેગમને તેની મરજી પૂછી બેગમે માતાજીની ઇચ્છા મુજબ વર્તવાનું કહ્યું તેણે મહમ્મદનો અભિપ્રાય માગ્યો મહમ્મદ તેનો સ્વભાવ જાણતો, એટલે તેણે પણ માતાજીને જ નિર્ણય સોંપ્યો

એ પછી, શહજોરની માએ પેલા સિપાઇને કહ્યું કે 'જો બેટા, બહાદૂરશાહ દાદાજીને કહેજે કે આપની કૃપાથી અમે સલામત છીએ હાલ તો અમે અહીંઆ જ રહીશું. પછી અમને બીનસલામતી જેવું

જણાશે, તો આપની પાસે ચાલ્યા આવીશું આપ અમારી ચિન્તા ન કરશો '

સિપાઈએ બહાદુરશાહ પાસે જઈ આ જવાબ કહ્યો, બહાદુરશાહે સ્ત્રીઓની હિમ્મતની પ્રશંસા કરી અને તેમના રક્ષણાર્થે સૈનિકોની એક ટુકડી તેમને દરવાજે બેસે એવો પ્રબંધ કર્યો

* * *

આ વાતને એક માસ વીતી ગયો છતા દિલ્હી સલામત રહી અંગ્રેજોના આક્રમણની જે ભીતિ રહેતી તે ઓછી થઈ, દિલ્હીની આસપાસના પ્રદેશોમાં લડાઇ ચાલતી તે દૂર ગઈ, દેશી લશ્કરે એકાદ બે સ્થળે અંગ્રેજોને હરાવ્યાના સમાચાર આવ્યા એટલે મોગલ સિપાઈઓ અને સરદારો આનંદમાં પડયા, તેમની વ્યવસ્થા મોળી પડી

એવામા એક દિવસ એકાએક બે મોગલ ઘોડેસ્વારો કૂદતે ઘોડે ગામમા આવ્યા એકના પગમાથી લોહી ચાલ્યુ જતુ હતુ; અને બીજાનો જમણો હાથ કપાઇ ગયો હતો બન્ને જખ્મી છતાં, અતિ ઝડપથી આવતા હતા તેઓ લડાઈના મેદાન ઉપરથી પાછા ન્હાસી આવતા હોય એવુ તેમના ભયગ્રસ્ત ચ્હેરા ઉપરથી સૂચિત થતુ

તેમણે સીધા લાલ કિલ્લામા પ્રવેશ કર્યો અને જ્યા બહાદુરશાહનો આવાસ હતો ત્યાસુધી દોડયા ગયા ત્યાં પહોચતા એક ઘોડો તેના સવાર સાથે નીચે પડયો પડતા જ ઘોડાના પ્રાણ ચાલ્યા ગયા અને સવારને મુર્ચ્છા આવી. બીજો સવાર ખોડગાતે પગે અંદર ગયો.

તેણે સલામ-કુર્નીશ કરવામાં સમય ન વીતાવતા, બાદશાહને યુદ્ધની સ્થિતિના ભયાનક ખબર આપ્યા બળવાખોરોએ સજ્જડ હાર ખાધી હતી અને અંગ્રેજ સેનાપતિ મોટુ લશ્કર લઇ દિલ્હી ઉપર દોડયો. આવતો હતો ખબર આપવા આવનાર આ સિપાઇ અને અંગ્રેજ લશ્કર એક સાથેજ નીકળ્યા હતા, પણ આ સિપાઇઓ બાદશાહને વહેલા સમાચાર પહોચાડવા આડે માર્ગે ઘોડો દોડાવી એક બે કલાકનુ અંતર કાપી નાખી, વહેલા આવ્યા હતા

બહાદુરશાહે આ સમાચાર સાંભળ્યા અને તેના ઉપર વિજળી પડી તેના વૃદ્ધ મગજને માટે આ આઘાત અસહ્ય હતો તેની બુદ્ધિમાં સમયસૂચકતાનું તત્ત્વ ન્હોતું એટલે અત્યારે શું કરવું એ તેને સૂઝ્યું નહી તે વિચારશૂન્ય બની થોડીવાર બેસી રહ્યો

આ સિપાઈના પગમાંથી લોહીની ધારા ચાલી જતી હતી, છતાં તે તલવારને ટેકે ઉભો હતો તેને એક પળ પણ નકામી જાય એમાં બાદશાહની અને બાદશાહી કુટુમ્બની બીનસલામતી દેખાતી તેણે, આ સંજોગોમાં કુટુમ્બોને પાછળને દરવાજેથી કોઈ સુરક્ષિત સ્થળે રવાના કરી આપવા જોઈએ અને પુરૂષોએ કિલ્લાના દરવાજા બંધ કરી, આવતા આક્રમણ સામે મોરચા માંડવા જોઈએ—એ માર્ગ બતાવ્યો

સિપાઈ આ બોલતા હતો, ત્યાં તોપોનો અને બંદુકોનો અવાજ સંભળાયો દિલ્હીના લોકો લાલ કિલ્લા પાસે એકઠા થવા લાગ્યા. બહાદુરશાહ આ જોઈ ચોંકયો, તે પાછો સ્વસ્થ બન્યો. તેણે તરતજ પોતાના કુટુમ્બને એકઠું કર્યું અને શિખામણના શબ્દો કહી પાછળને દરવાજેથી રવાના કરવા માંડયું આખા લાલ કિલ્લામાં ગુમરાણ અને ગભરામણ વ્યાપી રહી. બહાદુરશાહને તેના મુકુટના ચુરેચુરા થતા દેખાયા.

આ સ્થિતિમાં નાનો શહજોર અને તેની વૃદ્ધ માતા કોને સાંભરે?

બાદશાહ બહાદુરશાહ અને લાલ કિલ્લાના સર્વ નિવાસીઓ તેમની ચિન્તામાં નાના શહજોરને અને તેની વૃદ્ધ માતાને વિસરી ગયા પણ વફાદાર મહમ્મદ ન વીસરી શકયો. તેણે અંગ્રેજી તોપોનો અવાજ સાંભળ્યો કે તરત જ આવતી આફત જોઈ લીધી તેણે અકબરને અને તેની સાથેની મોગલ સિપાઈઓની ટુકડીને હોશિયાર રહેવા સૂચના આપી, અને તે અંદર દોડયો.

શહજોરની માતા દિવાનખાનામાં ગાદી ઉપર બેઠાં હતાં તેમને કાને પણ તોપોનો અવાજ આવ્યો હતો તે, શું હશે તેનો સ્વસ્થ-

પૂર્વક વિચાર કરતા હતા શાહજોર પાસે બેસી કિતાબ વાચતો હતો અને અમીના માતાજીના ખોળામાં સૂઈ ગઈ હતી શાહજોરની મામી પૂરા મહિના હોવાથી પાસેના ખડમાં સૂતા હતા

મહમ્મદે અંગ્રેજ લશ્કરના ધસારાની વાત કરી અને શું કરવું તે બાબત માતાજીની સલાહ માગી

માતાજી બે પળ સુધી શાન્ત બેસી રહ્યા થોડીવાર ઉંડો વિચાર કર્યા પછી તેમણે કહ્યુ 'આપણે લાલ કિલ્લામા જઈએ તો ?'

મહમ્મદ કાંઈ પણ બોલ્યા વિના પાછો વળ્યો અને સીધો લાલ કિલ્લા તરફ દોડયો તે દરવાજા પાસે ગયો અને જોયુ તો દરવાજા બંધ તે જરા મુઝાયો. પણ પાછો જાગ્રત બની, તેણે કડું ખખડાવ્યુ, પણ કોઇએ જવાબ દીધો નહી. તેણે ફરી વખત જોસથી ખખડાવ્યુ, છતાં યે જવાબ ન મળ્યો તેણે પોતાનુ નામ દીધુ અને સલીમ બહાદૂરનુ કુટુમ્બ બહાર જોખમમાં છે એ કહ્યુ પણ એ બધુ નિરર્થક ગયુ દરવાજા પાસે એકલા સિપાઇઓ જ હતા. તેમને આ સમયે દરવાજો ઉઘાડવાનુ સલામત ન લાગ્યુ એટલે કોઇએ કોઠુ જ દીધુ નહીં

હવે શુ કરવુ—એ મહમ્મદને સૂઝ્યુ નહી તેની મુઝવણ વધી તો પણ તે સિપાઇની ચપળતાથી પાછો ચાલ્યો અને એકદમ પોતાને મકાન પહોચ્યો રસ્તામાં તેણે જોયુ તો માથા વિનાના માણસો કિલ્લા તરફ દોડી રહ્યા હતા અને ગોળીઓનો અવાજ નજીક આવતો જતો હતો

તેણે દરવાજા બંધ કર્યા અને પોતાના સાથીઓને બરાબર હોશીઆર રહેવા ફરીવાર સૂચના કરી. તે અંદર ગયો. તેણે માતાજીને, લાલ કિલ્લામાં આશરો મળવો મુશ્કેલ છે એ વાત કહી હવે શુ કરવુ ?

મહમ્મદે માર્ગ બતાવ્યો કે આપણે પાછળને બારણેથી ચાલી નીકળીએ.

માતાજી જીન્દગીભરમાં કદી ન જોયેલી સ્થિતિ સામી ઉભેલી જોઇ પહેલી જ વખત સ્વસ્થતા ગુમાવી બેઠા. તેમના પોતાના શરીરને વૃદ્ધાવસ્થાએ શક્તિહીન બનાવી દીધુ હતુ શાહજોર અને અમીન

બાળક હતા સલીમશાહની બેગમ સગર્ભા હતા એ સ્થિતિમા ચાલી કેમ નીકળાય ? પણ એ સિવાય બીજો ઉપાય પણ ન્હોતો દરવાજા બધ કરવાથી અગ્રેજ લશ્કરના હુમલામાથી બચી નહો શકાય બહુ તો કલાક બે કલાક દરવાજો તૂટતો અટકાવી શકાય કે અગ્રેજ લશ્કરને અદર પેસતુ રોકી શકાય—એ વાત માતાજીએ સ્પષ્ટ જોઇ. તેમણે ચાલી નીકળવાની વાતને સમંતિ આપી

માતાજી, શહજોર, અમોના અને બેગમ ચાલી નીકળવાને તયાર થયા મહમ્મદ અગાસીએ ચડી લશ્કર કયા સુધી આવ્યુ હતું તે જોવા ગયો તેણે જોયુ તો દિલ્હીનો મુખ્ય દરવાજો તૂટયો હતો અને સિપાઇઓનો મહાસાગર મહાવેગથી ચાલ્યો આવતો હતો મોખરે તોપો હતી, અને પાછળ ઘોડેસ્વારોના હાર દેખાતી તેણે ખૂબ બારીક નજર કરીને જોયુ; પણ લશ્કરનો બીજો છેડો દેખાયો જ નહીં

તે નીચે ઉતર્યો અને દરવાજામા ગયો તેણે અકબરને પાસે બોલાવી બધી વાત કહી અને બે કલાક સુધી દરવાજાઓ ન ઉઘડે એટલી સભાળ રાખવા કહ્યુ પોતે વૃદ્ધ માતાજી સાથે જાય છે એ વાત પણ કહી

અકબર બહાદુર અને નિમકહલાલ સિપાઇ હતો તેણે નાનપણથી સિપાહગીરીનો જ ધધો કર્યો હતો, અને જુવાનીના વર્ષો સલીમ બહાદુરની સાથે રહી લડાઇઓ કરવામા જ વીતા યા હતા. તેની વીરતાના તેની છાતી ઉપર અનેક નિશાનો હતા એક વખત તો એ એવો સખ્ત ઘવાયેલો કે તેના જીવવાની સૌએ આશા છોડી દીધેલી ત્યારે સલીમ બહાદુરની ખાસ સારવારથી તે બચ્યો અને તે દિવસથી તેમનો કૃપાપાત્ર થઇ તેમને ઘેર જ રહેવા લાગ્યો. તેને કુટુમ્બમાં કોઇ ન્હોતુ એક વૃદ્ધ ડોશી હતા, તે પણ પાંચ વર્ષ થયા આ દુનિયાના આવાસ ત્યાગી સ્વર્ગમા વસ્યા હતા અકબર શહજોરને અને અમીનાને સહોદરના પ્રેમથી ચાહતો અને શહજોરની માતાને મા સમજી પૂજતો

આ વડીએ તેને આ બધુ યાદ આવ્યુ અને તેની આંખોમા ઝળઝળીઆં આવ્યા તે કાંઇ બોલી ન શકયો, પણ મહમ્મદને ભેટી પડયો

મહમ્મદ પણ સામો ભેટી પડયો તેની આંખો પણ ભીની થઇ. આ સ્થિતિમા થોડી વાર સુધી બન્ને થભી ગયા, એટલામા દરવાજા બહાર લોકોનો કોલાહલ વધારે જોરથી સભળાવા લાગ્યો. બન્ને મિત્રો સજળ નેત્રોએ છુટા પડયા. મહમ્મદ અદર ગયો

મહમ્મદ પોતે કુટુમ્બી હતો. જ્યારે તે શહજોરની માતાની સરક્ષા અર્થે ન્હાસવાની તૈયારી કરતો હતો ત્યારે તેના મનમા કુટુમ્બની વાતોજ ઘોળાતી હતી તેના કુટુમ્બમા એક વીશ વર્ષનો જુવાન બેટો, તેની વ્હાલી સ્ત્રી અને એક છ માસની બાલિકા હતાં દીકરો લશ્કરમા નોકરી કરતો, એટલે તે પણ અત્યારે નોકરી ઉપર હતો. ઘેર તેની સ્ત્રી ને હમણાંજ અવતરેલી બાળકી—એ બેજ હતા તેનુ ઘર લાલ કિલ્લાથી ઘણે દૂર હતુ એટલે ત્યા જઇ આવવા જેટલો તેને અવકાશ પણ ન્હોતો તેને હવે દિલ્હીમાં પણુ પાછા ફરવાની આશા ન્હોતી એટલે છલ્લી વખત તેની સ્ત્રીને અને છોકરીને જોઇ લેવાની તેને પ્રબળ ઇચ્છા થઇ, પણ સલીમ બહાદૂર પ્રત્યેની તેની વફાદારી એટલી ચુસ્ત હતી, કે એ બધી પ્રેમ–લાગણીઓને તેણે ક્રરતાપૂર્વક દબાવી દીધી

મહમ્મદ અદર આવ્યો. માતાજી અને બેગમ, અમીના અને શહજોર ચાલી નીકળવાને તૈયાર ઉભા હતાં શહજોર અને અમીનાના મુખ કરમાઇ ગયા હતા બેગમની આંખોમાથી આસુની ધારા ચાલી જતી હતી અને વૃદ્ધ માતા આકાશ સામી નજર કરી ખુદાની બદગી ગાતા હોય તેમ ગમગીન ઉભા હતા, તેમની આંખોમાથી વખતે વખતે એકાદ અશ્રુ ટપકતુ

બધાં પાછળને બારણેથી બહાર નીકળ્યા, અને ધીમે પગલે ચાલવા લાગ્યા સૌથી આગળ મહમ્મદ ચાલતો. તેનો એક હાથ હથિયાર ઉપર સ્થિર રહેતો અને તેની નજર ચોગમ ફર્યા કરતી.

બધા દિલ્હીનું પડું વટાવી શહેર બહાર આવ્યા અને ગાઝીયાબાદને માર્ગે ચાલ્યા મહમ્મદે, કયા કયા માર્ગ ઉપર અંગ્રેજ લશ્કર પડ્યું છે અને કયા માર્ગો સલામત છે વગેરે પૂછપરછ કરી લીધેલી. તેનો વિચાર ગાઝીયાબાદ પહોચી, ત્યાંથી ગામડાઓમા ઉતરી જવાનો હતો

કમનસીબે આ માર્ગ પણ અંગ્રેજી લશ્કરે રોકી લીધેલો. મહમ્મદને માર્ગમા તે સમાચાર મળી ગયા, એટલે બધાં પાછા ફર્યા, અને શાહદરે થઈને કુતુબ સાહેબ પહોચ્યા ત્યાં રાત રહ્યાં અને સવારમા એકાદ ગામડાને માર્ગે પડ્યા રસ્તામાં છતરપુરની સીમ પાસે ગુજરોએ આ કુટુમ્બ ઉપર હલ્લો કર્યો અને બધાને લૂટી લીધા.

આ ગુજરોની લુટારૂ ટોળી હતી તેમા કેટલાયે માણસો હતા. તેઓ દીલ્હીની આસપાસના પ્રદેશોમાં ફરતા અને લૂટનો ધધો કરતા. બાદશાહ બહાદુરશાહના સમયમા મોગલ સામ્રાજ્ય નામનુ જ રહ્યુ હતું તેની આણ દીલ્હીના પરામા પણ નહીં જેવીજ મનાતી. ભક્ત બહાદુરશાહ એ બધુ જોતો, પણ તેનો ઇલાજ કરવાની તેનામાં તાકાત ન્હોતી. લૂટનો પોકાર કરતા ટોળાબંધ લોકો તેની પાસે આવતા, પણ તે કોઈને રક્ષણ આપી શકતો નહીં અને તેથી આ ગુજરોની ટોળી સાવ સ્વચ્છદપૂર્વક લૂટફાટ ચલાવતી અને લોકોને ત્રાસ દેતી.

મહમ્મદને અને તેની પાછળ ચાલી આવતી સ્ત્રીઓને જોઇ, સામેના ખેતરમાથી ચાર માણસો આગળ આવ્યા, અને સામે પગલે ચાલી આડા ફર્યા આ ચારે આદમીઓ જુવાન લાગતા તેમનો બાંધો અતિ મજબુત હતો તેમના હાથમા એક એક લાંબી ડાંગ સિવાય કશુ હથિયાર ન્હોતુ. તેમણે ત્રાડ પાડીને બધાને ઉભા રાખ્યા અને પાસેનો બધો માલ ઉતારી ઢગલો કરવા કહ્યુ.

મહમ્મદ બહાદૂર હતો તેનામા આ ચારે જુવાનો સાથે જુદ્ધમાં ઉતરવા જેટલી તાકાત હતી પણ રસ્તાનો થાક અને સાથેના સ્ત્રી-બાળકોના રુદનથી તેનુ હૈયુ પોચુ પડી ગયું હતુ. તેની હિમ્મત તેને છોડી ચાલી જવા લાગી હતી અને તેમા અચાનક આ નવી

આફ્ત ઉતરી, એટલે તે ગભરાયા તેણે આ લૂટારાઓ સામો પડકાર ન કરતાં પ્રાર્થનાથી પ્રારંભ કર્યો. ગરીબ સિપાઈગીરી કરનાર મહમ્મદ ભૂલ્યો

લૂટારાઓને પ્રાર્થના સાંભળવાનો કે તેથી પીગળીને દયા કરવાનો સ્વભાવ ભાગ્યે જ હોય છે તેઓ સામો પડકાર માગે છે; અને પડકાર સાંભળે કે મર્દાનગી જુએ, ત્યારે જ તેમને મજા આવે છે. તેમણે ફરી વાર ત્રાડ નાખી અને માલનો હમલો કરવા આજ્ઞા કરી.

મહમ્મદે ફરીવાર આજીજી કરી લૂટારાઓએ તેનો જવાબ ડાગનો એક ઘા કરીને આપ્યો

મહમ્મદે ચાલાકીથી એ ઘા ચુકાવ્યો અને તે વિશેષ સાવધ બન્યો તેણે ઓરતોને અને બાળકોને દૂર ઉભા રહેવા કહ્યુ અને તલવાર બહાર કાઢી તે એકલો એ ચારે જુવાનોની સામે અડગ ઉભો રહ્યો

એ જુવાનોમાથી એકે આગળ આવી બીજો ઘા કર્યો મહમ્મદ તે ચુકાવી સામો દોડ્યો. પણ એ જૂવાનનો ઘા ખાલી ન ગયો ડાગ મહમ્મદના માથામા ન વાગતાં ખભ્ભા ઉપર વાગી. અને લોહીની ધાર છુટી

મહમ્મદથી આ ન સાંખી શકાયુ તેનુ લોહી ઉકળવા લાગ્યું. તેની આખો લાલ બની આવી રીતે ઘાયલ કરી જનાર જીન્દગીમાં આજસુધી કોઈપણ મળ્યુ ન્હોતુ, એ વિચારે તેની અંદરનો સૈનિક જાગૃત થયો તેણે જુવાનની ચપળતાથી છલંગ મારી અને ડાગનો પ્રહાર ઝીલતો તે ચારે જુવાનોની વચમાં પડયો તેણે તેના ઉપર ઘા કરનાર ઉપર તલવારનો ઘા કર્યો અને તલવાર માથુ વાઢીને પાછી ફરી.

તે દરમ્યાન તેના ઉપર અનેક ડાગો પડી તેના આખા શરીરમાથી શોણિતની શેડો ઉડવા લાગી એ છતાં એ ઘવાયેલો સિંહ અજીત રહી તલવાર ફેરવ્યે જતો હતો તેણે એકનો જાન લીધો, એને ઘાયલ કર્યા, અને શહજોરની માતા તરફથી કે શહજોર તરફથી લગીર સહાય મળી હોત, તો તે ચોથાને યે સુવાડી દેત. તેણે ઉતાવળે

એક નજર પાછળ ફેંકી અને વ્હારને માટે સાદ પાડયો. શહજોરની માતા બેશુદ્ધ થઇને નીચે પડયાં હતાં. શહજોર અને અમીના તેની પાસે રોતા બેઠાં હતા અને તેની મામી પાસેના ઝાડને ઓથે ઉભાં રહી આ યુદ્ધ જોતાં હતાં. તેને પૂરા મહિના હોવાથી તે પાસે જઇ શકે તેમ નહોતું.

મહમ્મદ નિરાશ થયો. તેના હાથમાં તલવાર છૂટી પડી. ત્યાં પાછળથી ખોપરી ઉપર સખ્ત ઝાટકો પડયો. મહમ્મદ તમ્મર ખાઇ નીચે પડયો. તેની ખોપરી તૂટી હતી, અને તેમાંથી લોહી વહેતું હતું.

મહમ્મદની આસપાસ લોહીની પાટ ભરાઇ. તેના ઘામાં કાળી વેદના થવા લાગી. અર્ધો એક કલાક વેદના સહી, એ વીર સૈનિક, તેનું પોતાનું કુટુમ્બ દિલ્હીમાં લૂંટાતું અને તેના માલિકનું કુટુમ્બ વગડામાં લૂંટાતું જોતો મરણ પામ્યો. ખોપરી પરનો ઘા જીવલેણ ઠર્યો.

મહમ્મદને સુવરાવી ગુજરો સ્ત્રીઓ પાસે ગયા. તેમણે લોહીવાળી ડાગથી શહજોરની વૃદ્ધ માતાને ઢંઢોળી, અને મ ા લનો ઢગલો કરી ચાલતા થવા કહ્યું.

શહજોરની માતાની શુદ્ધ ડેકાણે આવી. તે બેઠાં થયાં. તેમણે ઉંચી નજર કરી, માથે યમના દૂત ઉભા હતા તે જોયું, અને મહમ્મદના નામનો સાદ પાડયો.

ગૂજરોમાંથી એકે ડાગ ઉંચી કરી. અને તિરસ્કારથી 'એ બુઢ્ઢી' એમ કહી, મહમ્મદ જ્યાં છેલ્લા શ્વાસ ખેંચતો હતો તે તરફ ડાગ ફેરવી. બીજાએ બધો માલ ઉતાવળે ઉતારવાની રાડ પાડી. એ નિરાધાર ઓરતો અને એ નિર્દોષ બાળકો ઉપર એ વિકરાળ આંખોમાંથી અગ્નિ વરસી રહ્યો હતો.

શહજોરની માતાએ પત્થરની છાતી પણ પીગળી જાય એવી કરુણ આજીજી કરી. જવાબમાં આંખોમાંથી વિશેષ જ્વાલા નીકળવા લાગી. એ વૃદ્ધ નારીને તેની સ્થિતિ સમજાઇ. અને તેણે પોતાને હાથે અમીના અને શહજોરનાં વસ્ત્રો ઉતારવા માંડયાં.

થોડીવારમાં જે કંઈ માલ હતો તેનો ઢગલો થયો અને તે ઉઠાવી લૂટારાઓ માર્ગે પડ્યા. પાછળ, એ વેરાન રસ્તા ઉપર એક ભિખારી ડોશી, એક સ્ત્રી અને બે બાળક રહ્યાં પાસે મહમ્મદનુ મુડદુ પડ્યુ હતુ.

શહજોરની માતાએ જે ઘડીએ મકાન છોડ્યુ, ત્યારથી પગલે પગલે તેમનામાંથી શક્તિ સરી જવા લાગી હતી. જ્યારે તે પોતાના ઓરડામા બેસીને યુદ્ધની વાતો કરતાં કે સાંભળતાં, ત્યારે એક વીર નારીની પેઠે બોલતાં પણ ત્યારની અને અત્યારની દશામાં ફેર હતો ત્યારે તે એક સરદારની બેટી તરિકે બોલતા, સરદાર સલીમ બહાદુરની બ્હેન તરિકે બોલતા અને ત્યારે તેમનો યુદ્ધનો ખ્યાલ પણ જૂદો હતો તે દિવસોમાં તે હજારો સૈનિકોથી સુરક્ષિત, યુદ્ધના મેદાનની મધ્યમા ઉભેલા રથમા બેસીને એક મોગલ કુમારિકા તરિકે યુદ્ધનો તમાસો જોતા એટલે તેમની આસપાસ જૂદા પ્રકારનુ જ વાતાવરણ રહેતુ તેમની આંખે બધુ જૂદુ જ દેખાતુ અને આજે? આજે તે એક નિસહાય અને નિર્બળ નારી તરિકે રક્ષણ શોધતા, લપાતાં છુપાતા, ચાલ્યા જતાં હતા આજે તેમની છાતી ફફડતી હતી. તેમનો આખો દેહ કમ્પતો હતો તેમની આંખો સામે દુશ્મનનાં ભાલાં અને તલવાર તરવરતાં હતા એથી જ મહમ્મદને મરણીયો બની ચાર જુવાનો સાથે એકલે હાથે લડતો જોતા છતા તેમને સહાયે જવાનુ સુઝ્યુ નહીં, એથી જ દુશ્મનોને દેખતા તેમને મુર્ચ્છા આવી ગઇ હતી, અને એથી જ દુશ્મનોની લાલ આંખ દેખી, તેમણે પોતાને હાથે પોતાના બેટા બેટીના અંગ ઉપરથી વસ્ત્રો પણ ઉતારી આપ્યા

લૂટારાઓ ચાલ્યા ગયા પછી પણ શહજોરની માતામાં ઉભા થવાથી તાકાત ન આવી. તેમની, વૃદ્ધાવસ્થા એક પછી એક આ બધા આઘાતો ન સહી શકી. તેમને, એને પરિણામે થોડો તાવ ચડ્યો લાગતો હતો એ છતાં, થોડી વાર પછી તે ઉભાં થયા, અને મહમ્મદના શબ પાસે ગયા.

મહમ્મદ સૂતો હતો તેની પાસે લોહીથી રંગાયેલી તેની તલવાર થોડે દૂર પડી હતી. તેના ખભા પાસે, તેના

માથા ઉપર, અને તેની જખમમાંથી તેના આખા શરીરનું લોહી બહાર ચાલ્યું આવ્યું હતું. ને સ્થળોએ માંસના લોચા બહાર નીકળી પડયા હતા તે આખો લોહી લોહી ભરેલો હતો તેની આંખો ફાટેલી હતી કોઈ અતૃપ્ત, નિરાશ, માણસ અકાળે–અચાનક મરણ પામ્યો હોય એવો તેનો દેખાવ લાગતો.

શહજોરની માતાએ જોયું તો મહમ્મદનો જીવ ચાલ્યો ગયો હતો એ જોઈ, તેમની નિરાધારતાનો તેમને ખ્યાલ આવ્યો તેમના મોઢાંમાંથી ચીસ છુટી પડી 'ઓ મહમ્મદ ! ઓ ખુદા !' તે છાતીફાટ રૂદન કરવા લાગ્યા

ભયાનક એ અટવીમા આ બે સ્ત્રીઓ અને બે બાળકો એકલાં રહ્યાં. તેમની સાથે કોઈ ન રહ્યું ખુદા પણ તેમને પરહરી ગયો હતો હવે ક્યાં જવું ? એક ઘડપણથી બેતાકાત, અને બીજી ગર્ભવતી અને રોગગ્રસિત, એ બન્ને ક્યાં જાય ? તેમને માર્ગ કોણ બતાવે ?

ચારે મુખમાંથી રૂદન-સ્વર નીકળવા લાગ્યો જેમની શાહેનશાહત અને સમૃદ્ધિ લુટાઈ ગઈ હોય, અને જેમને એ બાદશાહી વૈભવ અને વિલાસ ત્યાગીને ચાલી નીકળવું પડ્યું હોય અને અમીરમાંથી એકાએક બજારના ચીંથરેહાલ ભિખારી બની જવું પડ્યું હોય, તેમનું રૂદન કેટલું આર્ત હોય ? શહજોરની માતાના મુખમાંથી બંદગી સંભળાતી હતી કે 'ઓ ખુદા ! અમે ક્યાં જઈએ ? અમે કોનો ઓથ શોધીએ ? અમારો તાજ અને અમારૂં સિંહાસન તો તે લુંટાવી દીધું અમને પણ લુંટાવ્યાં હવે ક્યાંક આશરો તો દે ? આ મારી વહુને ક્યાં મૂકું ? તેને પ્રસવના દિવસો આવ્યા છે. અરે ! મારી નાની બેટીને અને મારા આ લાડકા શહજોરને ક્યાં લઈ જાઉં ? કોને સોંપુ ? ઓ પરવરદેગાર ! આ કરતાં તો અમારા ઘરમાં દુશ્મનોને હાથે મરવું શું ખોટું હતું ? આ લુટારાએ અમને પણ મહમ્મદની માફક કાપી નાખ્યા હોત ! એ મૃત્યુ શું ભૂંડું હતું ?'

પણ એ કોણ સાંભળે ? અંતે શહજોરની માતાએ દર્દને દબાવી, પોતાની પાસે પડેલી મહમ્મદની પાઘડીથી તેના મૃતદેહને ઢાંકયો અને બધાં આગળ ચાલ્યાં.

આ કુટુમ્બ કદી કોઇ ગામડું ભાળ્યું ન્હોતું છતાં તેમનો માર્ગ તેમને ગામડાને પાદર દોરી ગયો. તેઓ પહોંચ્યા, ત્યારે સાંજ પડવા આવી હતી.

એ ગામ મુસલમાન મેવાતીઓનું હતું. ગામમાં એક ન્હાની મસ્જીદ હતી, સુંદર ઝુંપડીઓ અને સ્વચ્છ રસ્તાઓ હતા. બધા ખેતીનો ધંધો કરતા. એટલે સાંજને વખતે સૌ સાંતીડા હાંકી ઘર તરફ વળતા હતા. એક વૃદ્ધ ઓરત અને એક જુવાન સ્ત્રી અને બે બાળકો ભિખારી દશામાં, રોતા કકળતા, છતાં ખુબસુરત, જોઇને આ મુસલમાન ખેડુતો જરા અચંબો પામતા, પણ તેમનું કુતૂહલ તેમને કંઇ પૂછવાને પ્રેરતું નહીં. તેઓ બળદની રાશ ખેંચતા સપાટાબંધ પોતાને માર્ગે ચાલ્યા જતા.

એક વૃદ્ધ ખેડુત, આ દુઃખી કુટુમ્બને જોઇ, કુતુહલથી નહીં પણ દયાથી પ્રેરાઇ ઉભો રહ્યો. તેણે શહજોરની માતાની પાસે આવી સદ્‌ભાવપૂર્વક ખબર પૂછી. શહજોરની માતાએ પોતાની બધી વાત કહી અને આશરો માગ્યો. એ વૃદ્ધ મુસલમાનની આંખ સજળ બની. તે પોતાના શહેનશાહના કુટુમ્બીઓને પોતાને ઘેર તેડી ગયો, અને આસન આપી બેસાડ્યા. બધાને ટાઢું પાણી પાયું.

પોતાની સ્ત્રીને રસોઇ કરવાનું અને શહજોરની માતાને શાન્તિથી બેસવાનું કહી, તે ગામના મુખીને ઘેર દોડ્યો. તેને બધી વાત કહી, અને ગામ તરફથી આ કુટુમ્બને માટે કંઇ બંદોબસ્ત થવો જોઇએ એમ માગણી કરી.

મુખી ડાહ્યા માણસ ગણાતો. તેની ગામમાં બહુ સુવાસ હતી. તેના ઉપર આખા ગામનું હેત હતું. તે ધર્મવૃત્તિવાળો અને દયાળુ દિલનો હતો. આવા પરમાર્થી કામોમાં તે તેના મુખીપદનો સરસ ઉપયોગ કરતો. તેની સાફ દાનતને લીધે, ગામ નાનું છતાં, સંપીલું અને સમૃદ્ધ હતું. મસ્જીદ પણ નાની છતાં આબાદ હતી. આસ-પાસમાંથી ત્યાં પાંચસાત ફકીરો સદાય પોષાતા. મુખીએ ગામના મોટા પટેલીઆઓને રાત્રે મસ્જીદે આવવા કહેવડાવ્યું અને પોતે

તે વૃદ્ધ ખેડુતની સાથે તેને ઘેર ગયો. તેણે શહજોરની માને દિલાસો દીધો અને પરવરદેગાર ઉપર ભરોસો રાખી નિશ્ચિંત બનવા કહ્યું.

રાત્રે વાળુ કરી બધાં મસ્જીદમાં ગયા. શહજોરની માતાને એક ઓરડો ઉઘડાવી, તેમાં બેસાડયાં. મુખીએ ગામના માણસો સમક્ષ આ કુટુમ્બની કથની મૂકી, અને તેમને આશરો આપવાનો પોતાનો વિચાર જણાવ્યો. સૌ ગામે તેનો બોલ ઝીલી લીધો.

મસ્જીદના એ ઓરડામાં શહજોરનુ કુટુમ્બ રહે એમ ઠર્યું. સવારે સવેં ખેડુતો પોતપોતાને ત્યાંથી થોડુ થોડુ અનાજ આપી ગયા. મસ્જીદ તરફથી વાસણો મળ્યાં. જે ખુટતુ હતુ તે પેલા વૃદ્ધ ખેડુતે પૂરૂં પાડ્યુ. જુમ્મા મસ્જીદમાં લાખોની ખેરીઆત કરનારા તે બાદશાહના કુટુમ્બીઓ આ અજાણ્યા ગામની ખેરીઆત અને દયા ઉપર મસ્જીદમા રહેવા લાગ્યાં !

શહજોરના કુટુમ્બ ઉપર આખુ ગામ મમતા વરસાવતુ. મસ્જીદે આવતા ગામના વૃદ્ધો શહજોરની માતા પાસે આવતા અને બેસતા; અને સ્નેહ અને સદ્ભાવથી વાતો કરતા. ગામની સ્ત્રીઓ પણ એટલું જ હેત બતાવતી. વૃદ્ધ મુખી, તેની આંખોના રતન મોટાં પડી ગયેલાં અને શરીર અશક્ત છતા, લાકડીને ટેકે બે ત્રણ દિવસે શહજોર પાસે એક આટો આવી જતો અને બધા ખબર પૂછી જતો. સતજુગીઆ એ મુખીના સદ્ભાવમા આ દુ:ખી કુટુમ્બ તેનુ દુઃખ વીસરી જતુ અને સુખ અને શાન્તિથી રહેતુ.

મસ્જીદમાં વસ્યા એકાદ માસ થયો, ત્યા શહજોરની મામીને સુવાવડ આવી અને બાળક અવતર્યો. આ વખતે મુખી, દિવસમા બે વખત આવતો અને કુટુમ્બને બધી સગવડ કરી આપવા ખૂબ કાળજી બતાવતો. તેના કહેવાથી જમાતે આ પ્રસંગે પચાસ રૂપિયા આપ્યા અને ગામલોકોએ જોઇતાં સાધનો આપ્યા. આ ગામ દિલ્હીના શહેનશાહની સીધી હકુમત નીચે હતુ, પણ મુખીની મીઠાશ અને સચ્ચાઇને પ્રભાવે તેને શહેનશાહના અમલદારોનો જુલ્મ અનુભવવાનો વખત નહીં આવેલો. એથી જ તે શહેનશાહ તરફ ખુબ

ભક્તિ બતાવતુ અને તેના દુ ખના દિવસોમા, તેના કુટુમ્બને પોતાથી બનતી મદદ કરતુ પણ મોગલ સામ્રાજ્યમાં આવા સતુષ્ટ ગામડાઓ બહુ જૂજ હશે કારણ કે બીજે ન્હાસેલા બાદશાહના કુટુમ્બીઓને આવો આદર નથી મળ્યો

છએક માસ પછી ગામમા કોલેરા ફાટી નીકળ્યો આખુ ગામ ત્રાસી ગયુ દરેક કુટુમ્બમાથી એ પિશાચે પોતાનો ભોગ લીધો ગામ અર્ધુ થઇ ગયુ ગામના કેટલાય વૃદ્ધો અને જુવાનો અકાળે અવસાન પામ્યા વૃદ્ધ મુખીને પણ પ્રભુનું તેડુ આવ્યુઃ અને તે થોડા સાથીઓની મડળી સાથે લઇ ચાલી નીકળ્યા આખુ ગામ, પોતાનો પિતા ગુમાવ્યો હોય, તેમ રોયુ શહજોરની માતાને આ પ્રહાર અસહ્ય લાગ્યો ઘા ઉપર ઘા ખમીને ખખળી ગયેલી એ છાતી વિધાતાનો આ ઘા ન ખમી શકી તે છાતીફાટ રોયા

જુના મુખીને સ્થાને નવો મુખી આવ્યો તે જીદગીના અનુભવ વિનાનો જુવાન હતો, અવિચારી, સ્વેચ્છાચારી અને સત્તાનો શોખી હતો તેનો પગ પડતાં જ ગામનો રગ બદલાઇ ગયો એ વૃદ્ધ મુખીએ જીવનભરની મહેનતથી ગામમા આણેલી ખુદાઇના તેણે પહેલે સપાટે અત આણ્યો એ જમાતો અને એ મસ્જીદની મીજલસો, ગામની એ ઉદારતા અને દયાવૃત્તિ–એ બધુ માત્ર ગામના પુરાણા ગૌરવની વાતો તરિકે, રહ્યાસહ્યા ઘરડાઓના મુખમા જ રહ્યુ

સત્તા ઉપર આવ્યા પછી ચોથે દિવસે એ નવો મુખી મસ્જીદમાં આવ્યો તેણે મસ્જીદના બધા મકાનો જોયા અને જોતો જોતો શહજોરના ઓરડામા આવ્યો, તેને અને તેની સાથેના તેના એ જુવાન ગોઠીઆઓને શહજોરની માતાએ આવકાર આપ્યો પણ કશુ બોલ્યા વિના તે બે પળ ઉભો રહ્યો તેણે ક્રૂરતાપૂર્વક એ કુટુમ્બને મસ્જીદનો ઓરડો ખાલી કરવા કહ્યુ અને રહેવુ હોય તો, ગામ બહાર મુસાફરો માટે ધર્મશાળા છે ત્યાં પાછળના છાપરામાં રહેવા કહ્યું. તેણે શહજોરને, આ સખાવતો અને ધર્માદા ઉપર જીવના

કરતા, કઈ કામ કરી રોટલો રળવાનો માર્ગ બતાવ્યો. અને હવે ઝાઝો વખત મસ્જીદમાંથી મદદ નહીં મળે એ જણાવી દીધું

સ્વચ્છ આકાશમા એકાએક વાદળા ચડી આવે, અને મુશળધાર વરસાદની સાથે તોફાન અને સોસરા ઘરમા પેસી જતા વીજળીના સબકારા શરૂ થાય, ત્યારે માણસોનાં હૈયામા જેવી ફાળ પડી જાય, તેવી શહજોરની માતાને પડી તેને માથે આભ તૂટી પડ્યું તેણે સ્વપ્નામાંયે નહીં ધારેલું કે મુખી આટલો નિર્દય થશે તેની આંખે અંધારાં આવ્યાં, તેને લાલ કિલ્લાની નજીક રાજમાર્ગ ઉપર ઉભેલો એ પોતાનો મહેલ દેખાયો, તેમા ભાગતોડ કરતા અંગ્રેજ સિપાઇઓ દેખાયા. ભાગ્યમાથી એ ભવ્ય મહેલાતો સરી પડી, તો હવે આ મસ્જીદના મકાન ઉપર શી મમતા કરવી ?

'બાપુ ! અમે તો તમે કહેશો ત્યા જઇશું અમે તો તમારી દયા ઉપર આ ગામને આશરે રહ્યા છીએ ખુદા તમારૂં ભલું કરો ! અમારે કાંઇ બળજોર થોડું છે ? અમે બાદશાહી મ્હેલાતોમા રહેતા, અને નોકર ચાકરો અને સાહ્યબીનો કાંઈ પાર ન્હોતો, તે બધું વિધિએ આંચકી લીધું હવે અમે આ પારકા મકાન ઉપર શું હઠ કરીએ ? બાપ ! અમારા ઉપર ખુદા કોપ્યો છે અમે કામ શું કરીએ ? મારો જીવ બહુ ગભરાય છે, નવરા બેઠા દિવસ જતો નથી, ઉલટું દુઃખ યાદ આવે છે પણ શું કરવું એ સુઝતું નથી '

શહજોરની માતાના અવાજમાં ડુસકા સંભળાતા હતા પણ જુવાન મુખીને તેની કશી અસર ન થઇ તે ચાલ્યો ગયો સાંજે તેના બે માણસોએ આવી, શહજોરના કુટુમ્બને ધર્મશાળામાં ઉતાર્યું ગામને આ વાતની ખબર પડી, એટલે તે કેટલાકને પણ નવા મુખીના તરંગ સામે બોલવાની કે તેને આડા અવળા શબ્દો કહેવાની કોઇએ હિમ્મત બતાવી નહીં ગામની લાગણીમાં પણ, આ કુટુમ્બ લાંબા કાળ થયા રહેલું હોવાથી અને તેના પક્ષપાતી વૃદ્ધા ગયથી, ધીમે ધીમે બેપરવાઇ આવતી જતી હતી

શહજોર છ મહિનામાં છ વરસ મોટો થઇ ગયો હતો. વીસ વર્ષના જુવાનને ખભે કુટુમ્બપોષણનો બોજો આવી પડે, અને તે ટટ્ટાર છાતીએ ઉંચકી, આ દુનિયામાં વિચરે, તેવી રીતે શહજોર પણ કંઇક કામ શોધી, પોતાના કુટુમ્બને પરાશ્રયમાંથી મુક્ત કરવાનું વિચારતો, પણ તેને કાંઇ કામ આવડતું નહીં. તેના છાપરાને ઉમરે બેસી તે ખેડુતોના બાર બાર ચોદ ચૌદ વર્ષના છોકરાને સાતી હાંકી ખેતરે જતા જોતો તેને પણ એમ ખેતરે જવાનું મન થતું. પણ તેને ખેતર ન્હોતું કામ કરવાની ઇચ્છા છતાં તેને માર્ગ ન સુઝતો એટલે તે મુંઝાતો અને દિવસનો ઘણોખરો ભાગ પાસે વહેતી નદીને સામે કાંઠે ભટકવામાં વિતાવતો

અંતે એક ભલા ખેડુતે શહજોરને સાથી તરિકે રાખ્યો. પ્રથમ તેને હળ ચલાવવાનું કામ સોંપ્યું પણ આખો દિવસ, એ પ્રખર તાપની નીચે, તેનાથી તે ન થઇ શક્યું તેને ઘાસ ખોદવાનું કામ સોંપ્યું પણ તે યે તેનાથી ન થઈ શક્યું. ખેડુતે તેને પાણી વાળવાનું અને પંખીઓ ઉડાડવાનું સોંપ્યું. તે શહજોરને ફાવ્યું. તેમાં તેને ગમ્મત પડતી નાની ગોફણ ફેરવતો તે ખેતરમાં ઘુમ્યા કરતો અને મધુર કંઠે ગાતો ગાતો, પક્ષીઓને ઉડાડ્યા કરતો.

શહજોરની મામીએ અને અમીનાએ ગામનાં કપડાં શીવવાનું શરૂ કર્યું.

શહજોર આખો દિવસ ખેતરે રહેતો અને તેની મામી અને બ્હેન શીવણકામ કરતી. તેમાંથી તેમને ગુજરાન જેટલું મળતું. આ રીતે નવાં ઝુપડામાં પણ તેઓ સંતોષથી રહેવા લાગ્યા.

એ પ્રદેશમાં વર્ષા-ઋતુમાં જબરાં પૂર આવતાં. ગામ બહાર વસનારાઓને સદાય ભયમાં રહેવું પડતુ અને એથી જ, ચોમાસાનાં ચાર માસ, મુસાફરોને માટે ગામમા સગવડ થતી. શહજોર આ સ્થિતિથી અજાણ હતો. તે તો, એ સરિતા-તટ ઉપર તેની ઝુંપડીમાં જ રહ્યા.

એક દિવસ રાતે, આખો દિવસ ખેતરમા કામ કરી લોથ થઇ ગયેલો શહજોર, અને તેની મામી અને અમીના ઘસઘસાટ ઉંઘતાં હતાં શહજોરની વૃદ્ધ માતા દર્દભરત દશામાં એક ખાટલામા જાગતાં પડયા હતા તેમની છાતી ઉપર, પાસે જ પોઢેલા બાળકના પારણાની દોરી હતી ઘડી ઘડી વારે તે વૃદ્ધ માતા, નિશ્વાસ નાખતા, દર્દની ચીસ પાડતાં અને પારણાની દોરી ખેંચી સળવળતા બાળકને શાન્ત કરતાં બહાર ઝીણો ઝીણો વરસાદ વરસતો હતો, અને ભીષણ મેઘલી જામી હતી.

એકાએક દૂર દૂરથી અવાજ સભળાયો વેગબધ તે નજીક આવતો જતો હતો, અને વધારે ભયાનક બનતો જતો હતો. નદીમા ઉપરવાસથી જબરજસ્ત પૂર આવતુ હતુ

પળવારમા તો એ પ્રલયપૂર ગામને ફરી વળ્યુ પાણી ગામમા પેઠાં શહજોરની ઝુપડીમા પણ કેડસમાણા પાણી ભરાયા વૃદ્ધ માતાએ આગળથી જ પૂરતો અવાજ પારખ્યો હતો પણ તે કાંઇ કરે તે પહેલા તો તેમનો ખાટલો પાણીમાં તરવા લાગ્યો

પાણીના જોશથી શહજોરનુ ઝુંપડુ ડગ્યુ, મૂળમાંથી ડોલવા લાગ્યુ પણ પ્રભુકૃપાએ ઉભુ રહ્યું ધર્મશાળાની કાચી ભીંત સાથે ભટકાઇને પૂરનું જોસ નરમ પડતુ, પણ જોતજોતામાં એ ભીંત પણ તૂટી, અને પાણીની ભરતી તેનાં મકાનો સાથે અથડાવા લાગી શહજોરનુ ઝુપડુ એ બધા પાછળ ડગમગતુ ઉભુ હતું.

ઘરનો બધો સામાન પલળી ગયો અને કેટલોક તણાઇ ગયો શહજોર અને બધા સાવ ભીંજાઇ ગયા, નાનુ બાળક બૂમેબૂમ પાડવા લાગ્યુ વૃદ્ધ માતાને સખ્ત શરદી ચડી અને માથે કાનના પડદા તોડી અદર પેસતુ કાળભૈરવનુ કાગ્મુ પ્રલયગીત ગાજવા લાગ્યુ. એ સ્થિતિમા જેમ તેમ રાત વિતાવી, અને સવારે પાણી ઉતર્યાં. આ હોનારતમા, પાદરેથી કેટલાંક ઢોરો તણાયા એ ગામે ગુમાવ્યુ અને શહજોરે તેની વ્હાલી માતા ગુમાવી.

આખી રાત પાણીમાં પલળવાને કારણે, શહજોરની માતાના શરીરને શરદી ચોટી અને તે જીવલેણ ની આઠેક દિવસ પીડાઇને

તે વૃદ્ધ માતાએ દેહ છોડયો મરતાં મરતાં યે તેમને હૈયેથી નાના શહજોરનુ અને અમીનાનુ નામ ખસતુ નહોતું.

એ મૃત–દેહને માટે શહજોરની પાસે કફનના પૈસા ન્હોતા. તેણે તેના એકુ–આશ્રયદાતાને આ ખબર કહેવડાવ્યા અને મદદ માગી તે એકુ થોડા સાથીઓને તેડી ત્યાં આવ્યો અને સૌએ મુગા મુગા એ વૃદ્ધ માતાને દફન કર્યાં.

એ પૂરને પરિણામે શહજોરની મામીનું બાળક પણ તણાઇ ગયેલુ, તે પણ પીડાયુ, બે ત્રણ વખત ઝોળાં ખાધાઃ પણ પ્રભુ-કૃપાએ તેને આરામ થયો.

માતાના મૃત્યુ પછી શહજોરને કેટલાય દિવસ સુધી ગમ સુઝયુ નહી, તે આખો દિવસ ઉદાસીન રહેતો અને અમીનાના ખોળામાં માથુ મૂકી રડયા કરતો ભાઇને રોતો જોઇ બ્હેન પણ ચોધાર આસુએ રડતી. મામી પણ ખૂબ મૂઝાતી. ભાઇ બ્હેનને વિલાપ કરતા જોઇ, તેનુ હૈયુ પણ હાથ ન રહેતુ. તેમને કોણ દિલાસો આપે ? નદીનાં કલ્લોલ કરતા જળ પણ, આ દુખીઓનું રૂદન સાંભળી, ઘડીભર થભતાં અને તેમનાં સૂરમા પોતાનો શોક–સૂર પુરતાં

સાજનુ સવારે અને સવારનુ સાંજે કમાતા એ કુટુમ્બમાંથી જલ–પૂર રોટીનો આટો પણ ઘસડી ગયેલુ અને બાળવાનાં છાણાં લાકડા પણ પલાળી ગયેલું એટલે બિમાર માતાને પાવા, શહજોર પાસે રાબ કરવા આટો પણ ન્હોતો, અને વે ખરીદવા એક પૈસો પણ ન્હોતો. પણ એ સ્થિતિમા તો, તેણે કોઇની દયા માગી, માતાને રાબ પાઇ અને શાન્તિથી મરવા દીધાં પણ પાછળથી ઘરમાં એક ટકુ પણ ખાવાનુ ન રહ્યુ. વારવાર માગવા જતાં તેને શરમ આવતી અને તેને જોઇ લોકોને પણ કટાળો આવતો. તેને ભૂખે મરવાનો વખત આવ્યો.

માતાના મૃત્યુને ત્રીજે દિવસે રમજાન મહિનો બેઠો અને શહજોર તેની મામીએ અને બ્હેને પહેલુ રોજુ પાળ્યું [illegible]

છોડ્યું. બીજે દિવસે પણ એજ સ્થિતિ રહી અને બધાએ જલ પાનથી રોજું છોડ્યુ. ત્રીજે દિવસે પ્રાતઃકાળમાં, શહજોર નિમાજ પઢતો હતો ત્યારે, એક ડોશી આવી અને અમીનાના હાથમાં રુપિયા મૂકી ગઇ તે ડોશી શહજોરની માતા પાસે વારવાર આવતી અને બેસતી, અને તેમનુ દુઃખ સાંભળી દિલાસો દેતી શહજોરની માતાનાં મરણ પછી, તે આ પહેલીજ વખત આવી હતી તે આ કુટુમ્બની ગરીબીથી બરાબર વાકેફ હતી અને રમજાન મહિનામાં તેમને કામ આવે, એ બુદ્ધિથી આ સહાય કરવા આવી હતી.

શહજોર નિમાઝમાંથી ઉઠયો, એટલે અમીનાએ એ રૂપિયા બાઇના હાથમાં આપ્યા. શહજોરે પ્રભુનો અહેશાન સ્વીકાર્યો અને એ બાઇને આશિષ દેતો ગામમાં જઇ તે આટો લઇ આવ્યો આજે તેને ત્રીજું રોજુ હતુ.

એ રૂપિયાના આટામાં તેમણે આખો માસ વિતાવ્યો, અને ત્યાં તો ઇદનો ચાંદ દેખાયો આ આખો માસ શહજોરની આંખે આગે દિલ્હીના દિવસો દેખાતા તે હજારો ફકીરો અને મુફલીસોને મેદનીમાં મિઠાઇ વહેચતો હરખભેર જુમામસ્જીદમા ઘૂમતો અને તેની સામી અને અમીના સુંદર શણગાર સજી તેની સાથે ફરતી એ દ્રશ્ય તેને સ્મરણે ચડતુ, અને સદાય તેના મગજમાં જાગૃત રહેતું. તેની સાથે તેની આજની સ્થિતિ ને સરખાવતો અને તેના દિલમાં કોઇ અકલ્પ્ય વેદના જાગતી. હજારો મોહતાજો (મુફલીસો)ના ભોજનદાતાની પાસે આજે પોતાનુ રોજુ છોડવાનો પણ આટો ન્હોતો અને કોઇના ધર્માદા ઉપર તેને નિભાવ કરવો પડતો, એ વિચારે તેનું મગજ ફરી જતુ, તેની આંખે અંધારા આવી જતાં, તેની શુદ્ધિ ચાલી જતી. હજારો ભિખારીઓનો પોષણહાર આજે એક ગામડાને તિરસ્કાર પામેલો ભિખારી બન્યો હતો!

ઇદને દિવસે સાંજે એક ચોધરીનો માણસ, દૂધ અને મીઠો ભાત લઇ શહજોરને ઘેર આવ્યો.

"આજે અમારે ત્યાં નયાજ હતી, તેનુ આ ભોજન છે. સાહે

આ પાંચ રૂપિયા *જીકવાનાં છે. દર વર્ષે જીકવામાં અમે શકરી આપતા પણ આ વર્ષ રોકડ આપ્યા છે'

એમ કહીને એ ભોજન અને એ રૂપિયા તે માણસે શહજોરની પાસે મૂક્યા શહજોરે તે સ્વીકારી લીધું અને ચૌધરીની રહેમને માટે તેનો ઉપકાર માન્યો. તે આ આનન્દસમાચાર આપવા તેની મામી પાસે ગયો.

મામીના ચ્હેરાનો રંગ બદલાઇ ગયો. તેની આંખોમાં જ્વાળા પ્રકટી આજસુધી કદી પણ કશું નહીં બોલનારી અને બધું ચુપચાપ સહનારી એ અમીર-નારી અંદરથી સળગી રહી હતી તેને આ સ્થિતિ અસહ્ય લાગી. સલીમ બહાદૂરનું કુટુમ્બ ગામનાં દાન અને જીકવા ઉપર જીવે, એ તેને અકલ્પ્ય લાગ્યું શહજોરની નામર્દાઇ ઉપર તેને તિરસ્કાર આવ્યો આવી રીતે ખેરીયત ઉપર જીવવા કરતાં જીવતા ને જીવતાં જમીનમાં દટાઇ મરવાનું તેને વધારે ગૌરવપ્રદ લાગ્યું. આવા પામર પરિવારને પાપે, આખા મોગલ ઇતિહાસ ઉપર કલંક ચડે છે, એ આ કુલાભિમાની નારીને દેખાયું એ મીઠા ભાત અને દૂધ જોઇ તેના મ્હોમાંથી ધગધગતા શબ્દો નીકળવા લાગ્યા. તેના ક્રોધમાં તે શબ્દો તૂટતા જતા હતા.

'આ સ્થિતિ મને અસહ્ય લાગે છેઃ ચોધરીઓના જીકવાઓ ઉપર આપણે જીવીએ, તેના કરતા બહેતર છે કે આપણે આપઘાત કરીએ. આપણું તખ્ત ગયું; આપણો મુગટ ચુરો થયોઃ પણ એ તખ્ત અને એ મુગટનું ગૌરવ આપણા લોહીમાથી નથી નાશ પામ્યુ. આપણે દાન લેવા નથી સરજાયા. આપણા કુટુમ્બે આજસુધી તલવારના જોરથી રોટી મેળવી છેઃ અને એમ વીરતાપૂર્વક રોટી મેળવવી એજ આપણું કામ છે.'

શહજોર આ સાંભળી ભોંઠા પડી ગયો. તેનું માથું નીચું નમ્યું તેના કૃત્યથી તેના કુટુમ્બ ઉપર કલંક ચડે છે, એ વિચારે તેની આંખોમાં આંસુ ભરાયાં. પડખે ઊભેલી અમીના પણ ઝાંખી પડી ગઇ.

---

*જીકવા એટલે ખુદાના નામ ઉપર વાર્ષિક પેદાશનો ચાલીશમો ભાગ કાઢી આપવા તે.

શહજોર એ ભોજન અને રૂપિયા ચૌધરીને ત્યા પાછા આપ
આવ્યો અને આખુ કુટુમ્બ ઈદના તહેવારને દિવસે નિરાહાર રહ્યુ

શહજોરે આખી રાત વિચાર કર્યો અને સવારે કામ શોધવ
નીકળ્યો ભર ચોમાસું હોવાથી ખેતરમાં કશું કામ ન્હોતુ સિપાઇ
ગીરી કરી શકે તેટલી તેની પાસે તલવારબાજી ન્હોતી લૂટફા
કરી શકે તેટલી તાકાત ન્હોતી. તેણે ચોમાસામાં લીલુ ઘાસ
કાપી ગુજારો કરવા માંડ્યો અને શિયાળામાં સાથીપણુ કરવા માંડ્યુ

એ રીતે અહેક માસ કાઢ્યા, ત્યાં દિલ્હીમાથી સમાચા
આવ્યા કે બાદશાહનાં સ્વજનોને કંપની સરકાર પેન્શન આપે છે
અને તેમની લાયકાત જોઈ તેમની માલ મિલ્કત પાછી સોંપે છે

શહજોર અને તેનુ કુટુમ્બ, એ લાભની આશાએ દિલ્હ
જવા નીકળ્યાં.

* * *

સંધ્યાના ઝાંખા ઉજાસમાં દિલ્હીને દરવાજેથી ત્રણ મુસાફરે
અંદર પેસતા હતા.

બળવાના એ દિવસો ગયાને લગભગ વર્ષ થવા આવ્યુ હતુ
છતા લોકોના દિલમાંથી એ દિવસોની ભયાનકતા ન્હોતી નીકળી
દિવસે દિવસે તેમના દિલમાં એ ત્રાસ દઢ થતો જતો સૂર્યાસ્ત પછ
તેઓ ઘરની બ્હાર પગ મુકતા કંપતા અને વિશેષમા, કંપન
સરકારે પોતાની આણ વર્તાવવા અનેક જાતના ત્રાસો અને જૂલ્મે
વરસાવ્યા હતા ધોળે દિવસે ઘરમા બેઠેલા જુવાનને ઉપાડી, સરકા
સામે બળવામાં ભાગ લીધો છે એવો આરોપ મુકી, ફાંસીને લાકં
લટકાવવામા આવતા અનેકને જીવનભરની જેલો મળતી અનેકન
ઘરબાર લૂટાતાં અને કુટુમ્બો રઝળતા ભીખારી બનતાં. ગોરા સિપાઈન
નામ પડતાં કે સાંજ પછી ડેલીની સાંકળ ખખડતાં, અંદરના લોકે
ધ્રુજી ઉઠતા એ દિવસોનો ત્રાસ દિલ્હીના બુઝર્ગો આજે પણ યા
કરે છે ત્યારે ત્રાસી ઉઠે છે.

દિલ્હીના રસ્તાઓ સાવ ઉજ્જડ લાગતા. દુકાનો માલ
વિનાની અને ઘરાક વિનાની દેખાતી. મકાનો સાવ નિસ્તેજ અં

કાળાં લાગતાં. સમૃદ્ધિ અને વિલાસથી ઉભરાતુ એ મોગલોનુ પાટનગર છિન્નભિન્ન થઇ ગયુ હતુ.

ત્રણે મુસાફરો આખો દિવસ ચાલી ચાલીને થાકી જવાથી, ધીમે ધીમે ચાલતા હતા તેઓ માર્ગોથી પરિચિત લાગતા, એટલે તેમને રસ્તો ભૂલવાની બીક ન્હોતી, કે ક્યા જશુ તેની ચિન્તા ન્હોતી. એ ત્રણમાંથી પાછળની સ્રીની પાસે ઝોળીમા બાળક હતુ તે વારવાર રડતુ અને રસ્તાઓ ઉપરની ભયાનક શાન્તિને ડોલાવતુ. તેઓ મસ્જીદને માર્ગે જતા હતા

તેઓ મસ્જીદે પહોંચ્યા અને બહારની ઉઘાડી જગ્યામાં ઉતર્યા. શહજોરે તેની મામી અને અમીનાને ત્યાં બેસાડ્યાં, અને પોતે નાના બાળકને માટે દૂધ લેવા ગયો બધાને આખા દિવસનો ઉપવાસ હતો

તે દૂધ લઇને આવ્યો ત્યારે લગભગ અધારૂં થઇ ગયુ હતું પાસે ત્રણેક ફકીરો પડયા હતા. તે પત્થરો ગોઠવી રોટી પકાવતા હતા, તેના પ્રકાશમા એક બીજાને અસ્પષ્ટ જોઇ શકાતા. તેમની સાથે થોડી વાતચીત કરી તે મસ્જીદમા ગયો અને કુવામાંથી પાણી ખેંચી ગ્હોં સાફ કર્યુ. તેણે એ મીઠું પાણી પેટ ભરીને પીધુ અને ક્ષુધાને છીપાવી તે ડોલ ભરીને બ્હાર લાવ્યો અને અમીનાને તથા તેની મામીને પાણી પાયુ.

થોડી વાર આડી અવળી વાતો કરી, તેણે સાથેના લબાચામાથી એક ગદી ચાદર બ્હાર કાઢી અને તે બિછાવી તેના ઉપર ત્રણે જણાં સૂતાં અને રાતની રાત કાઢવાનો વિચાર કર્યો.

ત્રણેમાથી કોઇને ઉંઘ આવી નહીં શહજોરના પેટમાં ભૂખ હતી અને વળી આટલા મહિના પછી દિલ્હીમાં પહેલી વખત પગ મૂકયો હોવાથી, તેના મનમાં અનેક વિચારો ઉભરાતા. તેની આંખો સામે લાલ કિલ્લાની પાસે ઉભેલું તેના મામાનું એ આલીશાન મકાન તરતુ અને તેની અત્યારે શી દશા હશે તેના સબધમા અનેક તરંગો આવતા તેને એ રોશનીથી ઝગમગતા દીવાનખાનામાં બેઠેલા તેનાં વૃદ્ધ માતા દેખાયાં, એ વફાદાર મહમદ અને એ અકબર આવતા દેખાયા, તેના પોતાના ઓરડામા તેને શિખવવા આવતા એ ઉસ્તાદો

અને એ હારીઝો તેણે જોયા, ઓસરીમા અને અગાસીમાં નાનેઃ શહજોર અને અમીના કૂદતાં અને રમત કરતા એ બાલ–દૃશ્ય દેખાયુ. એ અને એવા અનેક સુખી સ્મરણો તેની અતરની આખ સમક્ષ સદૃશ થયાં એક દિવસે એકાએક પાછળને બારણેથી ન્હાસવુ પડયુ એ ભયાનક સ્મૃતિ તેની સામે આવી ઉભી રસ્તામા લૂટાયા, પ્યારા મહમ્મદને ગુમાવ્યો, ગામમાં વૃદ્ધ મુખીનો આશરો પામ્યા; નદીને કાંઠે પ્રલય–પૂરનો ત્રાસ સહ્યો અને તેમા માને ખોયાં–એ બધી દુ.ખી સ્મૃતિઓ પણ તેને સતાવવા લાગી. અંતે, આજે તે મસ્જીદના ઓટા ઉપર પડયો હતો એ તેને પ્રત્યક્ષ થયુ તેના દિલમા કોઇ ભાલા ભોકતુ હોય એવી તેને વેદના થવા લાગી. તે ઘડી વારમા ચીસ પાડતો અને ઘડીવારમાં બેઠો થઇને રોવા લાગતો. આખી રાત તેણે એ દશામા વિતાવી

પાસે ફકીર સૂતા હતા, તે જાગ્યા તેમણે શહજોરને ચીસ પાડતો સાભળી, સૂતા સૂતા પડકારો કર્યો, પણ જવાબ મળ્યો નહીં, અને શહજોર બેઠો થઇ રોવા લાગ્યો એટલે તેને પાગલ માની તેઓ પાછા સૂઇ ગયા.

અમીના અને તેની મામી પણ શહજોરની આ સ્થિતિ જોઇ ન ઉંઘી શકયા. તેમને પણ આખા દિવસનો કડાકો હતો અને પ્રવાસને અતે ખુબ થાક લાગ્યો હતો. ઉપરાત દિલ્હીમાં પ્રવેશતા, દિલ્હીની અનેક સ્મૃતિઓ તેમનામા પણ જાગ્રત થઇ હતી એટલે તેઓને શહજોરની મનોદશાનો થોડો ખ્યાલ આવતો. અમીના થોડી થોડી વારે શહજોરને 'ભાઈ ભાઇ' કહી આશ્વાસન આપતી અને શાંત પાડવા પ્રયત્ન કરતી, પણ તે વ્યર્થ જતુ બધાએ એ આખી રાત અત્યત દુ ખમાં ગાળી દુ ખ અને સુખ કરતાં તેમની સ્મૃતિઓ કોઈ અનેકગણી વેદનાકારી હોય છે.

શહજોર સવારમા ઉઠયો અને રઘવાયો બનીને નગરમાં રખડવા લાગ્યો. તે લાલ કિલ્લા પાસે ગયો તે પોતાના મકાન પાસે જઇને ઉભો તેણે અદર નજર કરી. દરવાજે અંગ્રેજ સિપાઇઓ બેઠેલા દેખાયા, અને અદર સિપાઇઓને રહેવાની 'બેરાકો' રચેલી દેખાઇ. તેના પોતાના મકાનમાં દુશ્મનનું લશ્કર રહેતુ જોઇ તેની

આંખમાંથી તણખા ઝરવા લાગ્યા, તેના દાંત કચકચવા લાગ્યા; તેના હોઠ તિરસ્કારમાં ભીંસાયા. તે ક્રોધમાં કમ્પી ઉઠ્યો, પણ તે અશક્ત હતો.

તેની પાસે થોડા પૈસા હતા, તેનો આટો લઇ પાછો તે મસ્જીદે આવ્યો અને પત્થરો માંડી રોટી પકાવી તે ખાઇને પાછો નીકળ્યો અને લાલ કિલ્લાની આસપાસ ઘુમવા લાગ્યો. તેના ચ્હેરા ઉપર ઝનુન દેખાતું અને તેની ચાલમાં ઉન્માદ દેખાતો.

તે દિલ્હીમાં આવ્યો, ત્યારે કંપની સરકારની રહેમ માગવાના ઇરાદાથી આવ્યો હતો. પણ દિલ્હીની એ દશા જોઇ, તેના મકાનની એ દશા જોઇ, તેની નસોમાંનું લોહી ઉકળવા લાગ્યું હતું. દુશ્મનોની પાસે ભીખ માગવાના વિચારને માટે તે અંદરથી બળવા લાગ્યો. તેના મગજમાં એક જ વાત ભરાઇ કે મારામાં તાકત હોય, મારી પાસે શસ્ત્રો અને સૈન્ય હોય, તો એ પચાવગીરોને મારી કાઢું. તેના લોહીમાં મોગલ સામ્રાજ્યના સ્થાપક તેના દાદા બાબરના રક્તનું કોઇ બિન્દુ રહ્યું હશે, તેથી તે આજે એ સામ્રાજ્ય પાછું ઘેર કરવાનાં સ્વપ્નાં ઘડતો હતો.

સાંજે તે આખા દિલ્હીમાં રખડી મસ્જીદે આવ્યો અને સવારની રોટીનો વધેલો ટુકડો ખાઇ, જમીન ઉપર આળોટવા લાગ્યો. તેની મામી અને અમીના આખો દિવસ એ ઉઘાડી જગ્યામાં એકલાં બેસી રહ્યા હતા. તેમણે શહજોરને જોઇ સહેજ પૂછવા માડ્યું. આખો દિવસ તે ક્યાં રઝળ્યો. તે તેમને જાણવાની ઇંતેજારી હતી. પણ શહજોરે કશો જવાબ ન દીધો. તેનું મગજ ભમતું હતું.

આખી રાત તેણે એનું એ દુઃખ અનુભવ્યું. રોયો, ચીસો પાડી અને હાથ પછાડ્યા. સવારમાં વ્હેલો ઉઠીને લાલ કિલ્લાને દરવાજે ઉભો શહજોર ગાંડો થઇ ગયો હતો.

બપોરે તે મસ્જીદે આવ્યો, પણ કશું લીધા વિના આવ્યો. તે કશું બોલ્યો નહીં, અને ચુપચાપ બેઠો. તેની મામીએ કાલના વધેલા આટામાંથી રોટી બનાવી તે ઝટપટ ખાઇને તે પાછો ચાલ્યો ગયો. ખુબ અંધારૂં થયા પછી તે પાછો આવ્યો અને ખાધા વિના સઇ ગયો. તેની બ્હેને અને મામીએ અનેક વખત કરગરીને પૂછ્યું પણ તેણે કશો જવાબ દીધો નહીં.

શહજોરની આ દશા ચારેક દિવસ રહી. તે બપોરે અને રાત્રે ઘેર આવતો અને આખો દિવસ દિલ્હીમાં, અને ખાસ કરીને લાલ કિલ્લા પાસે રઝળતો

હવે તેનો ઉન્માદ વધ્યો હતો તે સાચે જ ગાંડો થયો હતો. તે કોઇ વખત ખાવા આવતો અને ઘણી વખત આવતો પણ નહીં તેની બ્હેન કે મામીને કે કોઇને જવાબ જ દેતો નહીં તેના મનમાં આવે તે શબ્દો જ તે વખતે વખતે બોલ્યા કરતો.

એ પાગલ દશામાં તે એક દિવસ ન્હાસી ગયો, તે પાછો કોઇ દિવસ દેખાયોજ નહીં તેની મામીએ અને બ્હેને કેટલાય દિવસ સુધી ખુબ વાટ જોઈ, પણ તે પાછો દેખાયો જ નહીં તે તેના દાદાનુ સામ્રાજ્ય જીતવા સૈન્ય અને શસ્ત્રો એકઠાં કરવા ગયો હતો.

અમીના અને તેની મામી સાવ અનાથ બની ગયા તે હવે શુ કરે ? કયા જાય ? થોડા દિવસ સુધી તે ત્યાં જ રહ્યા અને આસપાસના લોકોએ, તેમની સ્થિતિ જોઇ, દયા ખાઇ, રોટલો આપ્યો. તે કોણ છે તે હજી કોઇએ જાણ્યુ ન્હોતુ.

રમઝાન મહિનાની એક સાંજે તેઓ જુમ્મા મસ્જીદમા રોજુ છોડવાની વાટ જોતાં બેઠાં હતાં. તેમના ચ્હેરા દુ ખ અને દરિદ્રતાએ સાવ ફેરવી નાખ્યા હતા.

ત્યાં એક મોગલ સિપાઈ આવ્યો તે મોગલોની નોકરી છોડી કપની સરકારની નોકરીમા રહ્યો હતો. તેણે તેમને જોયાં અને ઓળખ્યાં તે તેમની પાસે ગયો અને ખાત્રી કરી અમીનાની આખમાથી દડ દડ આસુઓની ધારા ચાલી

બીજે દિવસે તે સિપાઇએ, કપની સરકારના કોઇ અમલદારને મળી, આ દુ.ખી મોગલ–નારીઓની કથની કહી તેનુ દિલ પીગળ્યુ અને તેણે તેમને રા પાંચ પાચની જીવાઇ આપવા ગોઠવણ કરી.

તે દિવસથી અમીના અને તેની મામી દિલ્હીના એક પરામા રહ્યા. તેઓ હમેશાં સાજે શહજોરની વાટ જોતાં, પણ તે કોઇ દિવસ પાછો આવ્યો જ નહીં.

---

[૬]

# ભિખારી રાજકુમાર

દિલ્હીના રસ્તાઓ ઉપર, એક અંધારી રાતે, ગોઠણુણુક પાણી ચાલ્યું જતુ હતુ ઉપરથી પથરાનો વરસાદ વરસતો હોય, એટલા જોરથી પાણી પડતા હતાં. વચ્ચે વચ્ચે વીજળીના, કાળજુ ચીરીને સીધા અંદર ઉતરી જાય એવા ઝબકારા થતા હતા.

એવી એ ભયાનક રાત્રિએ એક અંધ ભિખારી, પાણી ખુંદતો અને ઠેબાં ખાતો ખાતો ચાલ્યો જતો હતો. તેના શરીર ઉપર માત્ર એક સાવ ફાટેલો અને ગંધાતો કાળો ઝભ્ભો હતો તેના છેડા ઉપરની લટકતી લીરોમાંથી વરસાદનુ પાણી ટપકી ટપકીને નીચે ચાલ્યા જતા પ્રવાહમાં ભળતુ હતુ. તેના એક હાથમાં લાકડી હતી અને બીજા હાથમાં નાનુ ફાનસ હતુ તેના ચ્હેરા ઉપર દુ ખની કરચલીઓ દેખાતી. તે અકાળે વૃદ્ધ લાગતો તે થોડે થોડે અંતરે અટકી, તેના અતિ નબળા અવાજે

'યા ખુદા એક પૈસેકા આટા દિલવા દે'

એવી બુમ પાડતો હતો. વરસાદ અને વાવાઝોડામા તેનો નબળો અવાજ વધારે નબળો બનતો. અને એવે વખતે તેનો એ સાદ સાંભળે પણ કોણ ? અને સાભળે તો, એ મિસ્કીનને રોટલાનો ટુકડો કે લોટની ચપટી આપવા જવા જેટલી અનુકમ્પા કોના હૈયામાં જાગે ?

તેના અવાજનો કશો પ્રતિ-ઉત્તર મળતો નહીં, છતા તે, હમેશના અનુભવથી ટેવાઇ ગયો હોય તેમ, તેની ધીમી ગતિએ ચાલ્યો જતો હતો.

* * * *

તેને બાળપણમાં સૌ આલમ સાહેબ મિરજા કમર સુલતાન બહાદૂરના નામથી ઓળખતા. તે શહેનશાહ બહાદૂરશાહની પુત્રી કુરીશા બેગમનો એકનો એક પુત્ર હતો.

કંપની સરકારે દિલ્હીનો કબજો લીધા પછી, વીસ વર્ષે તે રાત્રિના અંધકારનો આશરો લઇ, દિલ્હીના રસ્તાઓ ઉપર ભીખ માગતો ભટકતો લોકો તેનું નામ ભૂલી ગયા હતા પણ કોઇક કોઇક તેને બહાદુરશાહના પરિવાર તરિકે પિછાનતા અને તેની આ દુર્દશા જોઇ દયા ખાતા

બધા રાજકુમારોની જેમ તે પણ બાદશાહી મહેલમા જન્મ્યો હતો જ્યારે તેની બાળ આંખો ઉઘડી, ત્યારે તેની તહેનાતમા અનેક દાસીઓ ઉભી હતી પારણામા પોઢેલો તે કુમાર જરા સળ-વળતો ત્યા તો અનેક દાસ દાસીઓની આંખોમા ચિન્તા ઉભરાતી તે રડતો, ત્યારે સોનાના આંસુ પડતાં.

મીરજા કમર સુલ્તાન ચાલતા શીખ્યો, ત્યારે તેમની સેવામાં શહેનશાહ-તના અનેક સરદારો હાજર થયા. એ બાળ–કુમારને હાસ્યે, તેમને દુનિયાની દોલત મળી હોય એટલા તેઓ રાજી થઇ જતા, અને તેનુ મ્હો જરા નરમ દેખાતાં, તેમના મોઢાં વીલાં થઇ જતાં. કુમારની આંખને ઇસારે, તેને પ્રસન્ન રાખવાને, મોટા મોટા ઉદ્દણ્ડ સરદારો પણ દોડ દોડી કરી મૂકતા કુમારના નાના મગજમાં એક જ વાત વસી ગયેલી કે તે, તેની નજર સન્મુખ નાચતા એ બધા સરદારો ઉપર, તેની દ્રષ્ટિએ જે જે ચડે તે બધા ઉપર અમલ કરવાને જ સર્જાયો છે, તે એમ જ માનતો કે તે બધાના માથા ઉપર બેસવાને જ નિમાયો છે તેને એ ખ્યાલ ન્હોતો કે દુનિયામાં આ સિવાય બીજા પ્રકારના પણ જીવન છે.

એ પછી જુવાનીની મોસમ આવી. યુવાન મીરજા કમર, તેના પોતાના તબેલામાથી સુંદર પાણીપંથી ઘોડી કાઢી, હમેશા ફરવા જતો તેને સુંદર વસ્ત્રોના અને મોહક ટાપટીપનો બહુ શોખ હતો. તેનુ રૂપ લોભામણુ હતુ. તે જોઇ નગરની નારીઓ ગાંડી બનતી તેની ગરવી ચાલ અને તેના વદન ઉપર શોભતુ રાજવી તેજ જોઇ, બહાદુરશાહના સરદારોના હાથ આપોઆપ ઉંચા જતા અને તેમની કેડ આપો આપ નીચી નમતી. તેને સૌ ઝુકી ઝુકીને સલામ કરતા.

આવો સ્વરૂપવાન અને સોહામણો દૌહિત્ર જોઇ બહાદુરશાહની છાતી ગજ ગજ ઉછળતી

મીરજા કમરને જોઇ તેની માતા કરીશા બેગમનો હરખ તો ક્યાંય માતો જ નહીં. તે તેના મનોભાવ છુપાવવા ખુબ પ્રયત્ન કરતી, પણ તેની હસતી કીકીઓ સદાય તેને હરાવતી

* * * *

બહાદુરશાહના શિર ઉપરથી શહેનશાહી તાજ ખેંચાયો કરીશા બેગમ બહાદુરશાહના પરિવાર સાથે જંગલમાં ન્હાસી મીરજા કમર પણ ન્હાસ્યો ગામડીઆઓના ટુકડા ખાઇ, એકાદ વર્ષ વીતાવ્યું. બળવો શાન્ત થયો. દિલ્હીના મિનારા ઉપર કંપની સરકારનો ધ્વજ સગર્વ ઉડવા લાગ્યો બળવાખોરો પકડાવા લાગ્યા અને શરણે આવવા માંડ્યા કંપની સરકારે રહેમ બતાવવાની નીતિ સ્વીકારી. બહાદુરશાહના દોષિત મનાયેલા સ્વજનોને દિલ્હીના ચોકમાં ફાંસીને લાકડે લટકાવ્યા અને નિર્દોષને નાની નાની રકમના વર્ષાસન બાંધી આપ્યાં.

મીરજા કમર ચીંથરેહાલ દશામાં એક દિવસ દિલ્હી આવ્યો. તેણે કંપની સરકારના દરબારમાં કેટલાય ધક્કા ખાધા. તે બહાદુરશાહનો દૌહિત્ર છે એમ પુરવાર કરી આપ્યું. પોતે બળવામાં કશો ભાગ નથી લીધો અને સાવ નિર્દોષ છે એવાં પ્રમાણ રજૂ કર્યાં; અને હવે પછી સરકારને સદા વફાદાર રહેશે એવું વચન આપ્યું કંપની સરકારે તેના એ પુરાવાઓ અને પ્રમાણો અને વચનો સ્વીકારી તેને માસિક રૂા પાંચનું જીવે ત્યાં સુધી વર્ષાસન બાંધી આપ્યું. મીરજા કમરે તે સ્વીકાર્યું અને તે દિલ્હીના એક લત્તામાં વસ્યો.

* * * *

મીરજા કમરને હલકા માણસોની સોબત થઇ. તેને અનેક વ્યસનો ચોંટયા તેના પાંચ રૂપિયા તો એ વ્યસનો જ ખાઇ જવા લાગ્યાં. અને ઉલ્ટુ ઉપરથી કરજ થવા માંડ્યું થોડાં વર્ષમાં કરજ એટલું વધી ગયું કે તેને એ વર્ષાસન લેણદારને માંડી આપવું પડ્યું. તે ભિખારી બની ગયો

વ્યસની માણસ કામધંધો શું કરે? તેને ભીખ માગવા સિવાય કશો ધંધો સૂઝે જ નહીં પણ આ મીરઝા કમરને ભીખ માગતાં શરમ આવતી હતી. તેને હાથમાં શકોરું લઈ બજારમાં ભીખ માગતાં લોકો જુએ, એ દશા લજ્જાસ્પદ લાગતી. એટલે તે રાત્રિના અંધારામાં નીકળતો.

કોઈ તેને પૂછે કે 'ભાઈ! તું દિવસનો કેમ દેખાતો નથી? કોઈ તો તને કાંઈક ખાવાનું પણ આપે.' ત્યારે તે જવાબ આપતો કે 'દિવસના મારો પગ નથી ઉપડતો. કેટલીયે વખત બબ્બે દિવસની લાંઘણ થાય છે; પણ તે છતાં યે, હું દિવસના પ્રકાશમાં નથી નીકળી શકતો. જે રસ્તાઓ ઉપર મારી સ્વારી નીકળતી ત્યારે લોકો ઝુકી ઝુકીને સલામ કરતા, તેજ રસ્તા ઉપર આજે હાથમાં શકોરું લઈ નીકળતાં મારો જીવ નીકળી જાય છે એટલે હું રાતનો નીકળું છું.'

થોડાં વર્ષ એ દશામાં વિતાવ્યાં, ત્યાં તેની આંખોનું નુર ચાલ્યું ગયું. તેને અંધાપો આવ્યો.

એ દશામાં પણ તે રાતે જ નીકળતો. અને ખુદા જે કંઈ આપે તેથી સંતોષ માનતો. કોઈ દિવસ તે ખાલી હાથે પાછો ફરતો, તો કોઈ દિવસ તે રોટીનો ટુકડો મેળવતો. જ્યારે તે ખાલી હાથે પાછો ફરતો ત્યારે તેને વિષાદ ન થતો. જ્યારે તે ઝોળી ભરીને આવતો, ત્યારે તેને હર્ષઘેલછા ન આવતી. એ બધામાં ખુદાએ અર્થ મૂક્યો છે એમ તે માનતો.

જીન્દગીના પાછલા ભાગમાં તેને વિરાગ આવેલો. તેના દિલમાં, ભૂતકાળના અનેક કૃત્યોને માટે અનુતાપનો અગ્નિ સળગેલો. તેણે એક રાજકુમારની સાહ્યબી પણ ભોગવી, અને એક મિસ્કિનની ગરીબી પણ ભોગવી; તેણે વિધિની કૃપાનો સ્વાદ પણ ચાખ્યો અને તેની ખફાનજરનો અનુભવ પણ કરી લીધો; તેણે ઉત્થાન પણ જોયું અને પતન પણ જોયું, તેણે એક ભવમાં બે જીન્દગી ભોગવી લીધી. એ જીવનમાં તેનું ભક્તિની મસ્તીએ ચડેલું હૃદય પ્રભુની લીલા નીરખવા લાગ્યું અને તે બધા સંજોગોમાં શાન્ત અને સંતુષ્ટ રહેવા લાગ્યો.

તે દિલ્હીની બહારના ભાગમાં એક ઉઘાડી છાપરીમાં રહેતો કોઇ કોઇ દિવસ કોઇક તેને ત્યાં આવીને ખાવાનું આપી જતું. જ્યારે બેત્રણ દિવસના ઉપવાસ થાય, ત્યારે તે, અંધારું થયાં પછી, તેનુ નાનુ ફાનસ અને લાકડી લઇ ભીખ માગવા નીકળતો અને 'યા ખુદા એક પૈસાના આટા દિલવા દે' એ બૂમ પાડતો ધીમે ધીમે લોકો એ અવાજથી પરિચિત થઇ જવાથી, રાત્રે પણ બહાર આવીને ખાવાનુ આપતા

*  *  *

એ રીતે દશ વર્ષ સુધી, કરીશા બેગમના એકના એક એ પુત્રે દિલ્હીની બજારોમાં એક પૈસાના આટા માટે બૂમો પાડી. પછી તે પરલોકવાસ પામ્યો.

આજે પણ, એ બૂમો સાંભળનાર કોઇ કોઇ વૃદ્ધ રાત્રે જ્યારે તેમના પૌત્રને ખોળામાં સુવડાવી નિરાંતે ફળીમાં બેઠા હોય છે, ત્યારે એ નીરવ શાન્તિમાં અંધારું ભેદીને તેમના કાનમાં ધીમો અવાજ પેસી જાય છે કેઃ

'યા ખુદા એક પૈસેકા આટા દિલવા દે!'



## [૭]
# એક રાજકુટુંબ

દિલ્હીના બહારના ભાગમા ગરીબ લોકોના ઝુપડાઓની વચ્ચે, એક સૌથી વિશેષ ગરીબ ઝુપડુ ઉભું હતુ તેની અદર એક ખૂણામાં લુગડાના થોડા ગાભા પડ્યા હતા, અને બીજા ખુણામાં એક નાનો ચુલો હતો. એ સિવાય તેમા કશી પૂજી ન્હોતી તે સાવ વેરાન લાગતુ

તેમા ત્રણ નાના બાળક અને એક અઢાર વર્ષની યુવતી બેઠી હતી બાળકો શેરીમાંથી કાકરાની છાળ ભરી લાવતાં અને તે તેમના ઘરમા ઠલવતા તેઓ એ પ્રકારની નિર્દોષ રમત રમતાં, અને થોડી થોડી વારે તે યુવતી પાસે જઇ 'બેન, ખાવા દે, ખાવા દે,' એવી બૂમો પાડતા તેમના મોઢા દયામણા લાગતા

યુવતી ઝુપડીના દ્વાર પાસે બેઠી હતી તે કોઇના આવવાની વાટ જોતી લાગતી હતી તેની આખોમા દુખ ભર્યું હતુ તેના વદન ઉપર વિષાદ છવાયો હતો. આવડી ઉમ્મરમા તેને જીદગીના કેટલાય કડવા અનુભવો થઇ ગયા હશે, એમ તેના દર્દભર્યાં મુખ ઉપરથી સ્પષ્ટ દેખાતુ

આકાશમાં સધ્ય ખીલી અને આથમી પૃથ્વી ઉપર રાત્રિના અધારા પ્રસરવા માડ્યા. છતાં તે યુવતી ઉંમરા ઉપર બેસી રહી તે કોઇની વાટ જોતી હતી, તે હજી આવ્યુ નહીં પેલાં બાળકો થાકીને તેમની બેનને કુડાળુ વળીને બેસી ગયા તેઓ પણ તેમની આતુર આખોએ અધારા રસ્તા ઉપર જોવા લાગ્યા

રાત વધવા માડી આસપાસના ઝુપડાઓમા ઝાખા દીવાઓ ઝગતા દેખાતા હતા અને બધા તેમના ઘરના પુરૂષની સાથે બેસી, આખા દિવસની તનતોડ મહેનત પછી, રાતનો મીઠો રોટલો જમતા હતાં ચોગમ શાન્તિ વ્યાપી તે વખતે આ યુવતી પોતાના ઉંમરા ઉપર જ બેઠી હતી હજી કોઇ આવ્યુ નહી તેના મનમા અનેક વિચારો આવવા લાગ્યા તેની ચિન્તા વધવા લાગી બાળકોમાથી

બે ભુખના માર્યા, રોટલો રોટલો કરતાં ઉંઘી ગયાં, અને ત્રીજું આળોટતુ હતુ

અને યુવતીએ ઉભા થઇ દીવો ટપકાવ્યો અને પાછી તે બારણા પાસે આવીને બેઠી ત્રીજુ બાળક પણ પોઢી ગયુ હજી કોઇ આવ્યુ નહીં તેની ધીરજનો હવે અન્ત દેખાતો હતો

આ સ્થિતિમા અર્ધાએક કલાક ચાલી ગઇ એક એક પળ તેને એક જુગ જેવડી મોટી લાગતી જરાયે અવાજ સભળાય કે તરતજ તે પોતાની બન્ને આંખો બરાબર ઉઘાડી અધારૂં ભેદીને જોતી પણ કોઇ દેખાતુ નહીં

તેની આંખોમાથી ધીમે ધીમે આંસુઓ ટપકવા લાગ્યા તેને અનેક પ્રકારની અમગળ શકાઓ થવા લાગી. છતા યે કોઇ ન દેખાયુ

આકાશ તેના તારક-નેત્રોથી આ દુ ખી નારીનુ દુ ખ જોઇ રહ્યુ હતુ તેયે આ દુ ખ જોઇ દુ ખી થતુ હશે, એમ તેની આંખોની, ઝબુક ઝબુક કરતી અને ઘડીમાં ઝાંખી પડતી રોશનીથી લાગતુ આ સ્ત્રી પણ દિલાસો મેળવા કોઇ કોઇ વખત આકાશ સામુ જોતી અને તારાઓ તેના ઉપર અનુકમ્પા વરસાવતા

તે તેના પિતાની વાટ જોતી બેઠી હતી તેના પિતા વહેલી પ્રભાતમાં ઘેરથી ગયા હતા, તે હજી મોડી રાત સુધી પાછા આવ્યા ન્હોતા બપોરે રોટલો ખાવા પણ ન્હોતા આવ્યા તેની પાસે સૂઇ ગયેલાં તે બાળકો તેના ભાંડુઓ હતા તે ચારે ભાડુઓ અને વૃદ્ધ પિતા કેટલાય વર્ષથી આ ઝુંપડીમા રહેતાં તેમની મા વર્ષો પહેલા મરણ પામી હતી એટલે ઘરનો બધો ભાર આ યુવતીને ગળે હતો

આ કુટુમ્બ બહાદુરશાહ બાદશાહનો પરિવાર હતો બળવા પહેલા તે બાદશાહની સાથે લાલ કિલ્લામાં રહેતાં, અને બળવા પછી, આ ઝુંપડામા છુપી રીતે રહેતાં

બળવા પહેલાં આ બાળાનો વિવાહ એક રાજકુમાર સાથે કરેલો બળવામાં તે કુમાર સરકાર સામે લડયો, પરાજય પામીને પકડાયો અને જેલમાં પૂરાયો એક રાતે પ્હેરેગીરોને સમજાવી, જેલ

તોડીને તે ન્હાસ્યો ત્યારથી તે દારૂના નિશામાં ચકચુર રહી, આસપાસમાં છુપાતો રઝળતો તેનો પત્તો લાગવાથી આ બાળાના પિતાએ બાળાને તેની પાસે મોકલી પણ પકડાવાની દહેશતમાં સદાય ભટકતો ફરતો, અને વ્યસનો અને બદચાલમાં ઉતરી ગયેલો આ રાજકુમાર, તેની એ સ્ત્રીને ક્યાં સાચવે ? બાળા ખુબ દુઃખ પામી પાછી પિતાને ઘેર આવી અને પિતાની સાથે રહેવા લાગી પિતાને એક પેટ વધારે ભરવાની ચિન્તા વધી. પણ તો યે તેણે આશરો આપ્યો.

બાળા બુદ્ધિશાળી અને સ્વરૂપવતી હતી. તે તેનાં નમાયાં ત્રણે ભાંડુઓની મોટી બ્હેનના વ્હાલથી સંભાળ રાખતી. તે ઘરનો બધો વહિવટ બહુ જ ચતુરાઇથી ચલાવતી. તેના પિતાની બેરોજગારીમાં તે તેને મદદરૂપ થઇ પડતી. તેને શીવવાનુ કામ આવડતું. તે દિવસે વસ્ત્રો શીવવાનુ કામ કરી થોડી કમાઇ કરતી, અને તેમાંથી બધાં નિર્વાહ કરતાં અત્યારે પિતા સાવ બેરોજગાર હતા, એટલે કુટુમ્બના લુખ્ખા રોટલાનો આધાર આ બાળાની કમાઇ ઉપર હતો.

તેના જીવનનુ અઢારમુ વર્ષ વહ્યુ જતુ હતુ તેની વસંત હજી મ્હોરતી હતી. તેના અંગ ઉપર હજી જોબનની અરુણરંગી રતાશ ખીલી'યે ન્હોતી, ત્યાં તો તે યૌવનની સરિતા તરી સામે પાર ઉતરી ગઇ હોય એની અકાળે વૃદ્ધ લાગતી. તેના દિલમાં સદાય વેદના-જવાળા સળગ્યા કરતી. તેના દુઃખની કોઇ સીમા ન્હોતી તે આંબાના આશ્રય વિના, લૂમાં રજોટાતી અને ચગદાતી, ઉગતાં જ કરમાઇ જવા માંડેલી કોઇ વેલી જેવી લાગતી. એ છતાં તે સમજુ હતી, એટલે તેનુ દુઃખ તે દિલમાં જ દબાવી રાખતી અને ઉલ્ટુ તેના પિતાને આશ્વાસન આપતી.

તેના પિતા સદર બજારમા એક મુસલમાન સોદાગરને ત્યાં નોકર હતા. પણ એ સોદાગર કલકત્તા ચાલ્યો ગયો. એટલે તે છેલ્લા આઠ દિવસ થયાં બેરોજગાર હતા. નોકરી શોધવાને તો દિલ્હીની દુકાને દુકાને આથડતા. પણ લાકડીને ટેકે લથડતા ચાલતા એ વૃદ્ધને કોઇ નોકરી ન આપતું મોગલ સમ્રાટ ઔરંગશાહનો પ્રપૌત્ર તેના

પાટનગરમાં નોકરી શોધતો રખડે અને તેને કોઈ દુકાને પણ પગ મૂકવા ન દે એ તો પરમ સમર્થ વિધાતા જ કરી શકે.

આઠ દિવસ થયા તે હમેશાં સવારથી નોકરીની શોધમાં નીકળતા, અને બપોરે રોટલો ખાઈ પાછા એ કામે ચઢતા, અને પાછા સાંજે લોથ થઈને પાછા આવતા પણ ક્યાંય જરાયે આશા ન દેખાતી. આજે સવારના તે નીકળ્યા હતા એક દુકાનદારની ખુશામદમાં બપોરના ચાર કલાક વિતાવ્યા, એટલે રોટલો ખાવા પણ ન જઈ શક્યા. એ દુકાનદારે અર્ધો દિવસ સલામો લીધી, અન્તે તે વૃદ્ધને ના સુણાવી. તે બીજી દુકાને ચાલ્યા. ચાર પાંચ દુકાનો ઘુમી, એક સરાફની દુકાને જરા આશા દેખાતાં, રાતના દશ વાગ્યા સુધી ભૂખ્યા બેસી રહ્યા. દુકાન વધાવતી વખતે શેઠે સવારે આવવાનું કહ્યું અને તે વૃદ્ધ લથડતે પગે ઘર તરફ આવવા નીકળ્યા. એક વખત જેની તહેનાતમાં અસંખ્ય દાસદાસીઓ ઝુકતા ઊભાં હોય, તે જ માણસને તેની વૃદ્ધાવસ્થામાં ગુમાસ્તાગીરી શોધવા ચૌદ ચૌદ કલાક ભટકવું પડે અને તેને પરિણામે નિરાશ થઈ પાછા વળવુ પડે, ત્યારે તેની મનોવૃત્તિને એવા આંચકા લાગતા હશે!

તે મોડી રાતે ઘેર આવ્યા. બારણામાં તેમની પુત્રી વાટ જોતી બેઠી હતી પિતાને જોઈને તે જાગ્રત બની તેણે ઝડપથી બારણાં ઉઘાડ કરી નાખી અને અબ્બાજાનને આવકાર દીધો. અબ્બાજાને આખા દિવસની કથની પોતાની પુત્રીને કહી અને આવતી કાલની આશા બતાવી.

પિતાએ પુત્રીની સાથે બેસી, એ મોડી રાત્રે, એ ઝાંખા દીવાના અજવાળામા ટાઢો રોટલો ખાધો, અને સુવાની તૈયારી કરી.

પુત્રીએ ખુણામાં પડેલા ગાભાઓમાથી એક કાળી ચાદર કાઢી તે લાંબી બિછાવી તેના ઉપર ત્રણે બાળકોને આડા સુવરાવ્યાં. અને વધેલી ચાદર તેમને ઓઢાડી. એ બાળકોનાં અંગ ઉઘાડાં હતાં. તેમને એ અર્ધી ચાદર સિવાય કશુ ઓઢવાનું ન્હોતું. તેમાંથી તેમનાં પગ ઉઘાડા રહેતા. તેમણે તે ટુટીયા વાળી ચાદરમાં ઢંકી દીધા.

મોટી બ્હેન એ ચાદરની એક કોરે સુતી. અને બીજી બાજુએ તેમના પિતા ઉઘાડી જમીન ઉપર સુતા. તેમને કશુ ઓઢવાનું

ન્હોતું. પિતાના શરીર ઉપર એક અનેક થીગડાંવાળો ઝભ્ભો હતો તે પહેરીને તે દિલ્હીની દુકાનને પગથીએ ઉભતા, અને રાતે તેનુ બિછાનું બનાવતા. એ ઝભ્ભામાં શરીર સંકોરીને તે સુઈ ગયા. મ્હોટી બ્હેન પણ સૂઇ ગઇ

દિલ્હીમા કોઇ કોઇ વખત શિયાળામાં એવી સખ્ત ટાઢ પડે છે, કે જ્યારે ગોળાનાં પાણી હિમ બની જાય છે આજે એવી સખ્ત ટાઢ હતી

સવારે વ્હેલા ઉઠી મ્હોઢુ ધોઇ પિતા પહેલા શરાફની દુકાને ગયા. દુકાન હજી ઉઘડીયે ન્હોતી. દશેક વાગે શેટ આવી, તેને દરવાજે બેસવાનુ કામ સોંપી, નોકરીમા રાખી લીધા

બપોરે જુવાનની ઝડપથી પિતા ઘેર આવ્યા દિલ્હીની શહેનશાહત પાછી મળી હોય એટલો તેમના મ્હો ઉપર આનન્દ હતો બધા સાથે બેસીને જમ્યા

છ મહિના સુધી એ નોકરી ટકી. પછી પિતા માંદા પડયા મોટી બ્હેન એકલી આખો દિવસ કામ કરી કુટુમ્બનો ગુજારો કરવા લાગી. પિતા સ્વર્ગે સિધાવ્યા મોટી બ્હેન અને ત્રણ બાળકો પાછળ રહ્યાં

મોટી બ્હેન લુગડાં શીવે છે અને તેમાંથી તેના ભાઇઓનુ અને પોતાનુ ગુજરાન ચલાવે છે. એક ભાઇ મોટો થવાથી મદ્રેસામા ભણવા જાય છે અને બે તેની પાસે આખો દિવસ બેસે છે કોઇ તેમને નથી જાણતું કે આ દિલ્હીના છેલ્લા મોગલ શહેનશાહ બહાદુરશાહનો પરિવાર છે

*    *    *    *

(આ કુટુમ્બની આ દશા મેં મારી નજરે નિહાળી છે બિછાના ઉપર પડેલા એ વૃદ્ધ રાજવંશીને મે જાતે જોયા છે મરતી વખતની તેમની છેલ્લી ઇચ્છા મુજબ, તેમનુ નામ હુ અપ્રકટ રાખુ છુ

—લેખક)

# [૮]
# કુલ્શૂમ જમાની બેગમ*

મારૂં નામ કુલ્શૂમ જમાની બેગમ હું સમ્રાટ બહાદુરશાહની અતિ લાલન પાલન પામેલી પુત્રી મારી જીવન-કથા રોમાંચકારી છે તેમાં પ્રભુએ, ઘેરા અને આછા, તેજસ્વી અને ઝાંખા અનેક રંગો પૂર્યા છે તે નિરખનારની નજરમાં સદાને માટે વસી જાય એવા મોહક ચિત્ર સમી છે. તે સાંભળનારની કલ્પનાને બે ઘડી પરહેજ કરી રાખે એવા કરૂણ કાવ્ય સમી છે વાંચનાર ! તુ આ કથા વાંચજે, ફરી ફરીને વાચજે, તારા દિલને તૃપ્તિ થાય ત્યા સુધી, તુ ન કટાળે ત્યા સુધી, ફરી ફરીને વારવાર વાંચજે પણ આ એક બાદશાહની પુત્રીની દુ ખકથા છે માટે તેના તરફ દયાભાવની પૂર્વસ્થાપિત પક્ષપાતી લાગણીપૂર્વક ન વાચતો, કે આ એક નવા સ્થપાતા સામ્રાજ્યના સેવકોના જૂલ્મ અને અત્યાચારની દર્દકથા છે માટે તેમના તરફ પૂર્વસ્થાપિત તિરસ્કારભાવપૂર્વક ન વાંચતો તુ વાંચજે, સાવ નિષ્પક્ષપાતપૂર્વક, અને છતા યે તારા દિલમા કરૂણા ઉપજે, તારી આંખોમાથી આંસુની ધારાઓ ચાલે, તો તું જરૂર, મારી કબર ઉપર, મારા બહાદુરશાહ પિતાની કબર ઉપર, મોગલ સામ્રાજ્યની કબર ઉપર, તારાં અશ્રુઓ વરસાવજે પ્રભુએ જેને દિલ આપ્યુ છે એવા અનેક પુરૂષોએ અને સ્ત્રીઓએ મારી કથા સાંભળી છે, અને સાંભળતાં સાંભળતાં ચોધાર આંસુએ રોયા છે અને મને પણ, મારા એ દુઃખોની યાદ આપીને, રડાવી છે ઓ ખુદા !

*　　　*　　　*

જ્યારે મારા બહાદુરશાહ પિતાનુ શાસન પૂરૂં થયુ, તેમના શિર ઉપરથી તાજ ઉતરવાની પળ આવી, તેમનુ ચેકાજૂનું સિંહાસન

* અન્તિમ મોગલ સમ્રાટ બહાદુરશાહની લાડકવાયી પુત્રી કુલશૂમ જમાની બેગમે તેની દુઃખભરી કહાણી મને જે રીતે કહી છે તે જ રીતે તેના જ શબ્દોમાં મેં અહીં ઉતારી છે —લેખક

—ટાવાની ઘડી આવી, ત્યારે અમારા લાલ કિલ્લામા જબરૂં તોફાન' મચ્યુ હતુ ત્યારે એ આખા કિલ્લામાં દારૂણ અવ્યવસ્થા અને ઘોર અંધકાર વ્યાપ્યો હતો ત્યારે એ કિલ્લામાં ઉભેલા અનેક મહેલો-અને મહેલાતોની દિવાલો ઉપર કાળા અક્ષરોમાં, પરદુનિયાની લીપમાં, નિરાશાના અક્ષરો લખ્યા હતા. ત્યારે એ બાદશાહી મહેલોના સંગેમરમરના શ્વેત પત્થરો પણ સાવ કાળા દેખાતા.

કિલ્લાની બહાર કોલાહલ મચ્યો હતો. નગરના લોકો પોતાનાં ઘરબાર છોડી બાદશાહી દુર્ગના દરવાજા પાસે ટોળા બંધ જમા થયા હતા. 'અંગ્રેજ લશ્કર આવ્યુ, એ આવે' એવી કારમી ચીસો કાન વીંધીને કાળજામા ઉતરી જતી હતી. કોઇ વખત તોપના ગોળાઓ સંભળાતા, કોઇ વખત દરવાજો તુટ્યો એવા ભણકારા પણ કાને પડતા. કિલ્લાના મોગલ સિપાઇઓ, એશઆરામપ્રિય અને વિલાસી બની ગયા હોવાને કારણે તાલીમ ભુલી ગયેલા છતાં, આ વખતે બરાબર સજ્જ થઇ ગયા હતા.

હું બહાદુરશાહ પિતાના આવાસમાં રહેતી બહાદુરશાહ પિતા બીજા માળ ઉપર તેમના બંદગીના ઓરડામા એકલા બેઠા હતા; અને હુ મારી નાની જીનતને ખોળામા લઇ ત્રીજા માળ ઉપર મારા ઓરડામાં બેઠી હતી. ત્રણ ટંક થયાં અમે કોઇએ ખાધુ ન્હોતુ. બે વર્ષની જીનતને પણ દૂધનુ ટીપુ સરખુ ન્હોતું મળ્યુ અને ચિન્તા અને ઉદ્વેગને કારણે મારી છાતીનુ દૂધ પણ સાવ સુકાઇ ગયુ હતુ

હું એ નિરાશાની દશામાં જીનતને પડખે સુવાડી સૂતી પડી હતી, ત્યાં બાદશાહ સલામતનો એક ખાસ ખ્વાજેસરા મને બોલા-વવાને આવ્યો. હું ઉઠી અને એ ખ્વાજેસરાની પાછળ પગથીઆં ઉતરવા માંડી થોડા પગથીઆ ઉતરી, ત્યાં જીનત જાગ્યાનો અવાજ સંભળાયો એટલે હુ પાછી ફરી અને જીનતને લઇ બાદશાહ સલા-મતના ઓરડા તરફ ચાલી.

અધરાતનો સમય હતો. ચારે કોર નિઃસ્તબ્ધતા પથરાઇ હતી.

હું બાદશાહ સલામતના ઓરડામાં પેઠી તે એક ઉંચા આસન ઉપર બેઠા હતા. તેમના હાથમા માળા હતી. મે પાસે જઇ, તેમને ત્રણ વખત ઝુકી ઝુકીને પ્રણામ કર્યાં.

બાદશાહ સલામતે અતિ પ્યારથી મને પાસે બોલાવી અને કહ્યું.

'બેટા કુલસૂમ ! તું તો અત્યારની દશાથી વાકેફ છો. ખુદાની મરજી હશે તો તને ફરી વખત જોઇશ અત્યારે તો તને છેલ્લી વખત જોઇ લેવાને, તારી જીનતનું મ્હો એક વખત તૃપ્તિ સુધી નીરખી લેવાને મે તને બોલાવી છે. જો, હુ જાઉં છુ ક્યાં ? તે તો પ્રભુ જાણે ! તે–પરવરદીગાર દોરી જાય ત્યાં અને તમે–તું, જીનત અને જીયાઉદ્દીન પણ તત્કાળ ક્યાંક ચાલી નીકળો. જીવ તો નથી માનતો કે તમને બચ્ચાંઓને આ છેલ્લી ઘડીએ મારી આંખોથી દૂર કરૂં પણ શુ કરૂં ? તમને સાથે રાખું તો તમારા ઉપર વિશેષ આપત્તિઓ ઉતરવાનું જોખમ છે. એટલે જ દિલના ભાવ દાબીને બેટા, તને મારે મોઢે જ ક્યાંક ચાલ્યા જવાનુ હું કહૂં છુ '

બહાદુરશાહનો સ્વર લાગણીથી કમ્પતો હતો. તેનું આખુ શરીર ધ્રુજતુ હતુ. ઓરડામા એક ઝીણો દીવો ઝાંખો ઝાંખો બળતો હતો અને બહાદુરશાહ અતિ ધીમે સ્વરે બોલતા હતા ખ્વાજેસરા બારણા આગળ ધ્યાન રાખતો ઉભો હતો. એ દશ્ય જીવનાન્ત સુધી સ્મરણમાંથી ન ભૂસાય એવુ હતુ. મને મારા પિતાની આંખોમાં તે ઘડીએ અપાર્થિવ તેજ ચમકતું દેખાયુ

તેણે હાથમાથી માળા નીચે મૂકી અને જીનતને હાથમા લીધી. તેના ઉપર ચુંબનો વરસાવ્યાં. ભૂખ અને ઉજાગરાને લીધે ફીક્કી લાગતી તે બાળકીના મુખ ઉપર પણ જરા વાર લાલી આવી પિતાએ તે મને પાછી આપી

તેમણે મને પાસે બોલાવી હું ઘુંટણીએ પડી અને તેમના ખોળામાં માથુ મૂકી રોઇ પડી તેમણે મારા શિર ઉપર આશીર્વાદના હાથ મૂક્યા

હું ઉભી થઇ અને જીનતને હાથમાં લઇ, જળથી છલકાતી આંખો વડે પિતાની રજા માગી, ચાલવા લાગી પિતા ન બોલી શક્યા. હું બે પગલાં ચાલી. પિતાજી ઉભા થયા અને તેમણે મારા હાથમા કંઇક મૂક્યું તે ચાર હીરા હતા.

હું કંઇ બોલી શકી નહીં, કે પિતાજી કંઇ બોલી શક્યા નહીં અમે બાપ દીકરીએ એ રીતે, એક શબ્દ પણ બોલ્યા વિના વિદાય લીધી.

હું બહાર નીકળી, એટલે તેમણે તેમની નુરમહાલ બેગમને બોલાવી તેને વિદાય આપી પછી મારા પતિને બોલાવ્યા અને તેને પણ હિમ્મત રાખવા સૂચવી વિદાય આપી

હું ધીમે પગલે મારા ઓરડા તરફ ચાલી જતી હતી ત્યાં બાદશાહના મુખમાંથી નીચેની બંદગી મે સાંભળી

' ઓ ખુદા ! આ અનાથ બચ્ચાંઓ હવે તને સોંપુ છું આ મહેલોમાં રહેવાવાળા તારા બાળકો આજે જંગલમાં સીધાવે છે હવે આ દુનિયામાં તેમનું કોઇ મદદગાર નથી ઓ પિતા ! તૈમુરનું નામ નિષ્કલંક રાખજે આ અસહાય સ્ત્રીઓની આબરૂની રક્ષા કરજે...ભારતવર્ષના હિન્દુ મુસલમાન સર્વ મારી પ્રજા છે આજે તેમના બધાના ઉપર આપત્તિઓ ગાજી રહી છે હું જાણું છું કે એ બધો મારાજ દુષ્કર્મોનો પરિપાક છે. પ્રભુ ! તેની તારે જે શિક્ષા કરવી હોય તે મનેજ કરજે, પણ મારી પ્રજાને સુખી અને સુરક્ષિત રાખજે '

એ બંદગીના સૂર સાંભળતી સાંભળતી હું મારા ઓરડામાં પહોચી આવી સર્વનાશની ઘડીએ પણ, પિતાજીની આટલી પાક બુદ્ધિ જોઇને, મારા મુખમાંથી પરવરદિગારની સ્તુતિ સ્ફુરી પડી

હું મારા ઓરડામા જઇને બેઠી સુવાનું મન કર્યું, પણ સુવાયુ નહીં, બે કલાક પછી અટવીમાં ચાલી નીકળવુ હતુ, તેને માટે થોડો સરસામાન બાંધી લેવાનો વિચાર કર્યો, પણ તે યે ન સર્યો, હું બેસી રહી જીનત મારા ખોળામાં ઉંઘતી હતી

રાત્રિના ઘોર અંધકારમા સર્વત્ર શાન્તિ હતી, ફક્ત અમારા મહેલમાં જ ધીમે પગલે હિલચાલ થઇ રહી હતી મારા ઓરડા પાસેથી બે ત્રણ વખત ચાલ્યા જતા પગલા સંભળાયાં, પણ હું શૂન્ય બનીને બેઠી હતી, તે બેઠી જ રહી મારી આંખો મિંચાયેલી હતી મારૂ શરીર સાવ નિષ્ક્રિય પડ્યુ હતુ. ફક્ત જોશથી દોડયા કરતુ

હતુ એક મારૂ નાનુ મગજ મારા મનમા અનેક વિચારો ઉભરાતા હતા તેની સામે સુખી ભૂતકાળ અને દુખી ભાવી દેખાતા હતા તે ફરી ફરી આખા મહેલમા દોડી એકએક આત્મજનની પાસે જરાજરા વાર બેસી આવતુ મારા મનમાંથી મારા પિતાજીની છબી તો પળવાર પણ ખસતી જ નહીં તેમનો મધુર અને માયાભર્યો સ્વર મારા કાનમા ગાજ્યા જ કરતો હુ જરાયે જપી શકી નહીં

રાત્રિનો ત્રીજો પહોર બેઠો, અને એક સશસ્ત્ર સૈનિકે મારા ઓરડામાં પ્રવેશ કર્યો ધીમેથી બારણુ ઉઘાડી, તાતબધ ચાલ્યા આવતા તેના પગલાંએ મારી આંખો ઉઘડાવી

તેણે મને ચાલવા કહ્યુ અને હુ દૃઢ પ્રયત્ન કરીને ઉભી થઇ મારૂ અગ અશક્તિથી કપતુ હતુ, મારૂ દિલ મારૂ કહ્યુ માનતુ ન્હોતુ છતા યે હુ, દોરીથી કોઈ પૂતળી ખેચાય તેમ, એ સૈનિકની પાછળ ચાલી મે મારી સાથે કઇ સામાન લીધો ? નહીં શુ લઉં ? જરીના વસ્ત્રો ? કે મોતીની માળાઓ ? કે સુવર્ણના આભૂષણો ? એ બધામાંથી હુ શુ લઉં ? મે તો એ બધાના ભડાર સમી, મારી જાતને સાથે લઇ લીધી અને મારા પિતાએ આપેલા ચાર હીરા મારી પાસે સઘરેલા હતા તે સાથે રાખ્યા.

હુ નીચે ઉતરી. કેમ ઉતરી, રસ્તામા શુ શુ આવ્યુ, માર્ગમાં કોણ કોણ સામુ મળ્યુ, તેની મને જરાયે ગમ ન રહી પાછળને દરવાજે જ્યા અમારે માટે તૈયાર રથ ઉભો હતો, ત્યા હુ પહોચી હુ રથમા બેઠી

મારી સાથે રથમા બે ઓરતો અને બે આદમીઓ હતા કુલ અમે પાચ જણા હતાં, આદમીઓમા એક મારા પતિ મીરઝા ઝીયાઉદ્દીન અને બીજા બાદશાહના બનેવી મીરઝા ઉમર સુલતાન હતા. ઓરતોમાં તો એક હુ પોતે, બીજા નુરમહાલ બેગમ અને ત્રીજા બાદશાહની સમધન હાફિઝા હતા

અમારો રથ ચાલ્યો, ત્યારે હજી અધારૂ હતુ આકાશના તારાઓ છેલ્લો પ્રકાશ ફેકી, એક પછી એક, અદૃશ્ય થતા હતા. તે હું

જોયા કરતી હતી. મારા દિલમાં કારી દર્દ થતુ હતું, પણ મારાં નયનોના નીર સુકાઇ ગયા હતાં, એટલે આંખોમાંથી એક પણ આંસુ પડતુ ન્હોતું. મારી સાથેનાં નૂરમહાલ બેગમ અને હાફિઝા ચોધાર આંસુએ રોતાં હતાં. તેમનો આંસુપ્રવાહ ક્રમેય અટકતો ન્હોતો

પાણીદાર ઘોડાઓ ઘડીવારમા તો દિલ્હીનો સીમાડો છોડી ગયા ભળકડું થતાં મેં પાછુ વાળી જોયુ તો મારૂં દિલ્હી ક્યાંય દૂર રહી ગયેલું તેનું નામ નિશાન જ ન દેખાય; મારી વચ્ચે અને મારા દિલ્હી વચ્ચે, તેમનો વિશાળ દેહ પાથરીને ઉજ્જડ ખેતરો પડ્યાં હતાં અને ઉંચે આકાશમાં એકલી શુક્રતારા, તેનો શ્વેત પ્રકાશ નીતારતી, અરૂણ–આગમનની વાટ જોતી ઉભી હતી.

અમે કુગલી ગામ પહોંચ્યા ત્યા અમારા રથવાને રથને અટકાવ્યો રથવાન ગામમાં ગયો અને મીરઝા ઉમર સુલતાન પાસેને કુવેથી પાણી ભરી આવ્યા. અમે સૌએ નીચાં ઉતરી મ્હોં સાફ કર્યાં, અને રથવાન ખાવાનુ લઈ આવે તેની વાટ જોતાં બેઠા જીનત તો હજી યે, ઉંઘતી હતી. છેલ્લા ત્રણ ચાર દિવસની ઉંઘ વગડાના પ્રભાતની ઠંડી લ્હેરોમાં તે એકસામટી લઇ રહી હતી

રથવાન બાજરાના તૈયાર રોટલા અને તાજી છાશ લાવ્યો. અમે બધાએ સાથે બેસીને બેપેટ કરીને ખાધુ. મને તો તે ઉંચામાં ઉચા મિષ્ટાન્નો કરતાં યે વિશેષ મિષ્ટ લાગ્યુ આજે પણ જ્યારે મને એ દિવસો યાદ આવે છે, ત્યારે કુગલીને પાદર બેસીને ખાધેલા રોટલાના સ્મરણોથી મારા મ્હોમા અમી રેલાય છે.

અમે શિરામણ કરીને પાછા રથમા મુસાફરી શરૂ કરી. એક રાત તો નિર્વિઘ્ને વીતી ગઇ, આ દિવસનો સૂર્ય પણ પશ્ચિમ–આકાશમાં સૃષ્ટિના જીવો ઉપર છેલ્લાં કૃપા–કિરણો વરસાવતો પળભર થભ્યો હતો, એ માટે અમે ખુદાનો અહેસાન ગાતા હતા, ત્યાં જાટ–ગુજરોનુ એક મોટુ ટોળું અમને ઘેરી વળ્યુ. રથવાન રથથી નીચો ઉતરી ગયો, આદમીઓ આઘા ખસી ગયા, અને અમે ત્રણ ઓરતો રથમા બેસી રહી. જાટોના સરદારે અમારા બે આદમીઓને

પકડી બાંધી લીધા અને રથવાન ઉપર એક ગુજર જુવાન મજબુત ડાંગ ઉગામીને ઉભો રહ્યો એ ટોળામાંથી બીજો આગળ આવી અને અમારા રથ ઉપર ચડી, જેટલો સર સામાન હતો, તે બધો નીચે ફેંકવા લાગી એ ખલાસ કર્યા પછી, તેમણે અમારી કાયા ઉપર હાથ નાખ્યો તેમણે અમારા બધાં સારાં વસ્ત્રો અને આભૂષણો ઉતારી લીધાં મારી પ્યારી જીન્નતના કંઠમાંથી પણ, તેમણે એકની એક મોતીની માળા કાઢી લીધી, તેના અંગ ઉપરનું એકનું એક જરીનુ કેડીયુ ઉતારી લીધું: ઉઘાડે શરીરે જીન્નત રડવા લાગી. હુ દયામણુ મ્હોં કરીને એ જોઈ રહી. એ ગુજર–નારીઓએ તેમના કાળા ગંદા હાથના નખ ભરાવી. મારા કાનમાંથી રત્નજડિત વાળીઓ કાઢી, એ વેળા મને હજી સાંભરે છે. તે વખતે, તેમના મેલાં શરીરની બદબો ન સહવાથી, મારો શ્વાસ મુઝાઈને ઘુટાતો હતો.

લૂંટાઈને અમે રથમાંથી નીચા ઉતર્યા, લૂંટારાઓ અમને એ રણવગડા વચ્ચે મૂકી ચાલ્યા ગયા. મેં જીન્નતને નીચે મૂકી અમારા આદમીઓના બંધ છોડયા અને રથવાનને ઉભો કર્યો અમે બધાં સાથે મળી હવે શું કરવું તેનો વિચાર કરવા બેઠા

અમારી પાસે કાંઇ ન્હોતું રહ્યુ જે હતુ તે બધુ લુંટારાઓનો સંઘ લુંટી ગયો એક દિવસનો ખોરાક આવે એટલું દ્રવ્ય પણ પાસે ન્હોતુ રહ્યુ. મારા પિતાના આપેલા ચાર હીરાઓ પણ તે લઇ ગયા હતા અમે સાવ નોધારાં બની ગયાં હતાં.

આ વગડામાંજ ભૂખ્યા તરસ્યા રાત વિતાવી, અમે કોઇ ગામ પહોંચવાનો નિશ્ચય કર્યો. અને ત્યાંથી રથવાનને પાછો વાળવાનું ઠરાવ્યું સવારે પાંચ મિસ્કીનોને બેસાડી રથ આગળ ચાલ્યો

કોઇ અકસ્માતથી કે ખુદાના કોઇ સંકલ્પથી અમે પાછાં કુગલીને પાદર આવીને ઉભાં. ગામ દેખાયું એટલે અમે રથવાનને રજા આપી અને પગપાળાં ગામ તરફ ચાલી નીકળ્યાં.

અમે એક ખેતર ચીરીને ચાલ્યાં જતા હતાં, ત્યાં જીન્નત તરસની મારી બુમો પાડીને રડવા લાગી. પાસેજ એક જુવાન ખેડુત હળ હાંકતો હતો. તેણે આ બુમો સાંભળી. દયાથી ખેંચાઇને

તે અમારી પાસે આવ્યો. મે તેની પાસે થોડુ પાણી માગ્યુ તે અમને તેને છાપરે તેડી ગયો અને ત્યા ખાટલા ઢાળી અમને બેસાડયા તે નવા ઘડામા તાજુ પાણી ભરી આવ્યો અને તે અમારી પાસે મૂકી, પોતે સામો નીચે બેઠો

તેણે અમારી કથની સાંભળી અને અમે તેની સ્થિતિ સાંભળી તે કુગલીનો એક સુખી ખેડુત હતો તેનુ નામ બિસતી અમારી કથની સાભળી તેની રાતી આંખો સજળ બની તેણે અમને તેની સાથેજ રહેવા આગ્રહ કર્યો. પણ અમે તે કબુલ ન રાખી શકયા કુગલી દિલ્હીની પાસે જ હતું, અને અમારે કંપની સરકારથી છટકવા ગુજરાત તરફ ચાલ્યા જવુ હતુ.

બિસતી અમને અતિ આગ્રહ કરીને પોતાને ઘેર તેડી ગયો. માજણી બેન ઉપર ભાઇની આંખોમાંથી જેવુ હેત વરસે, તેવુ હેત બિસતીની આંખોમાથી મને જોઇને વરસતુ

બિસતીને ઘેર અમે બે દિવસ રહ્યા ત્યા તો સમાચાર સાંભળ્યા કે દિલ્હી તૂટયુ, પિતાજી કેદ પકડાયા, અને કંપની સરકારના સિપાઇઓ અમારા કુટુમ્બીઓને પકડવા લાગ્યા છે અમને પણ પકડાઇ જવાની દહેશત લાગી કુગલીમાથી જેમ બને તેમ તત્કાળ છુપી રીતે ચાલ્યા જવાનુ અમે નક્કી કર્યું.

બિસતીએ અમને રોકાવા ખુબ આગ્રહ કર્યો તેણે પોતાના મકાનમા અમને ખાનગી રીતે રાખવાની ઇચ્છા બતાવી અમને એ સલામત ન લાગ્યુ તેમજ આ નિર્દોષ માણસને નિરર્થક જોખમમાં ઉતારવાનુ ઉચિત ન લાગ્યુ અમે તો, તેનો એટલો પ્રેમ અને આગ્રહ છતા, રાતે ચાલી નીકળવાનુ જ ઠરાવ્યુ.

બિસતીને જાણે તેની સગી બ્હેન તેને સદાયને માટે તજીને ચાલી જતી હોય તેવુ દુખ થતુ, મને દેખાયુ તેણે તેની કોડમાથી સારામા સારા બે બળદો કાઢી એક ગાડુ તૈયાર કર્યું અને, તેનુ ખેતર સાથીને સોંપી, અમને મૂકવા તે અમારી સાથે ચાલી નીકળ્યો. અમે મીરજનો માર્ગ લીધો.

અમારી પાસે તો કંઈજ ન્હોતું. પહેરવાને પૂરતાં કપડાં યે ન્હોતાં રહ્યાં એટલે, આ આખી મુસાફરી દરમ્યાન, જીનતના દૂધનો અને અમારા ખાવાનો બધો ખર્ચ બિસતી પોતાના ખિસ્સા-માંથી કરતો તેણે ઘેરથી નીકળતી વખતે, વાસળી ભરીને રૂપિયા સાથે લઈ લીધેલા માર્ગમાં ગામને પાદર અમારૂં ગાડું છૂટે, એટલે તે કેડેથી એ વાસળી કાઢતો. તેમાંથી બે રૂપિયા બહાર કાઢી, કોઈ ન દેખે તેમ તે વાંસળી પાછી કેડે બાંધી દેતો, અને એ રૂપિયા લઈ તે ગામમાં જતો અને અમારે માટે રોટલા અને ચટણી, જીનતને માટે દૂધ અને તેના પ્યારા બે બળદોને માટે તાજી નીરણ લાવતો. કોઈ ભોળો ભક્ત અતિ ભક્તિભાવપૂર્વક તેના દેવની પૂજા કરે, તેમ તે અમારી જાણે પૂજા જ કરતો. અમારાં મ્હોં ઉપર ઉદ્વેગ ઓછો જોઈને તે રાજી થતો, આનંદમાં આવી ગાતો ગાતો ગાડું હંકારતો, અને અમને ખિન્ન દેખીને એનું મ્હોં પણ ઉતરી જતું.

ખુદાએ અમારો તાજ લુંટાવી દીધો, અમારો બાદશાહી વૈભવ ખુંચવી લીધો, અમને જંગલમાં રઝળતાં છોડી મૂક્યાં; એ પછી પણ, તેણે આવો ભાવિક એક ભાઈ અર્પવાની મહેર વરસાવી એ વાત સદાય મારા મનમાં જાગ્રત રહ્યા કરતી અને પ્રતિ ક્ષણે વિચાર આવ્યા કરતો કે પરવરદિગારે અમને આ દશામાં મૂક્યાં ન હોત, તો આવા ખુદાઈ માણસનો પરિચય અમને ક્યાંથી થાત? અમે, અમારો-મોગલોનો પહોર ચાલતો હતો તે વખતે, બાદશાહજાદીઓ તરીકે રથમાં બેસી, મોગલ સિપાહીઓ અને દાસદાસીઓને સાથે લઈ, ગામડાંઓ જોવા નીકળ્યાં હોત, તો તો ગામે ગામ અમારાં સ્વાગત થાત, અમને પ્રસન્ન કરવાને ગામલોકો આખો નીચને ખર્ચો કરત, અમારી કૃપા મેળ-વવાને ગામના પટેલો અને મુખીઓ આ પૃથ્વી ઉપર ઘડીભર સ્વર્ગ ઉતારત, પણ આજે, અમારો પહોર આથમ્યો છે ત્યારે, અમારે માથે ખુદાની ખફગી ઉતરી છે ત્યારે, અમે ભારતવર્ષનાં શહેનશાહ મટી શેરીનાં ભિખારી બન્યાં છીએ ત્યારે, અમને કોણ આસરો

આપે ? અને શા માટે આશરો આપે ? બેય દિવસ પહેલાં, અમારા એક હાસ્યને કેટલાય જનો તેમના પરમ સુખનું સૌભાગ્યચિહ્ન માનતા અને અમારી સહેજ લાલ આંખ, ક્રોધથી દુભાયેલી મુખાકૃતિ કેટલાયને પાયમાન કરી મૂકતી ત્યારે અમારી એટલી કીમ્મત હતી. અને હવે ? હવે તો કોઇ અમારી સામે હસીને જુએ, તેમાં પણ તેના ઉપર આપત્તિઓ ઉતરવાની ભીતિ છે! એવા તિરસ્કૃત અમને કોણ આશરો આપે ? એ છતાં યે, એ બધું સમજ્યા પછી યે, કશા યે બદલાની આશા રાખ્યા વિના અમારા સુખને માટે પોતાના ઘરની બધી યે મુડી સાથે લઇ ચાલી નીકળનાર એક ભિસતી અમને મળ્યો. એ જાણતો હતો કે અમારી સાથે તેને અંગ્રેજોની ફોજ દેખશે, તો અમારી બધાની સાથે તેને પણ ફાંસીએ લટકવુ પડશે, એ સમજતો હતો કે એનુ ખેતર સાથીને ઉગિયાસે છોડી, આમ નીકળી પડવામાં જીવનની ખુવારી છે એ છતાં કોઇ પૂર્વ ભવની મહોબ્બતથી ખેંચાઇ, કે અમને જ્યારે બધા છોડે છે ત્યારે હુ એક તો સહાય આપુ એ અહેસાનબુદ્ધિથી આકર્ષાઇ, તે અમારા દુ ખનો સમભાગી બન્યો. અમને તરસ્યાં દેખીને તે પાણીને માટે દોડતો, અમને ભૂખ્યા જાણીને તે અમારા માટે રોટલા લાવતો; જીનતને રડતી જોઇને તે તેને પોતાના ખોળામાં સુવાડી દેતો અમારે માટે તે અર્ધો અર્ધો થઇ જતો. અત્યારે તો એ મારો ભાઇ ભિસતો કોણ જાણે ક્યાં હશે. અમે છુટાં પડયાં પછી મે તેને જોયો જ નથી; પણ તેનું એ પહોળુ ભરાવદાર મોઢુ અને તેમા આત્માના દીવા સમી બે ઝગઝગતી આંખો મારી છાતીમાં કોતરાઇ રહ્યા છે: હજી યે તે મારી આંખો સામે તર્યા કરે છે. ભાઇ ભિસતી ! તું જ્યા હો ત્યાં સુખી થજે, તને આ તારી દુઃખી બ્હેનના એટલા આશિર્વાદ છે

અમે મારગ કાપતાં કાપતાં મિરજ જીલ્લામાં અજાડા ગામ પહોંચ્યાં. ત્યાં મીર ફેઝઅલી રહેતા. તે અમારા કુટુમ્બના હકીમ હતા. વર્ષમાં આઠ મહિના તો અમારી સાથેજ રહેતા તે અમારા સાથે ખુબ મહોબ્બત બતાવતા અમને જરાયે દુઃખ થાય, સહેજ

માથુ દુખે ત્યાં તો તે ઉંચામાં ઉંચી દવાઓ અમારી પાસે હાજર કરતા. અમારા દિલમાં વિશ્વાસ ઉભરાતો હતો કે આજે હકીમ સાહેબ અમારો સાચો સત્કાર કરશે

અમે અમારૂં ગાડું તેમના ઘર તરફ હંકાર્યું તેમનું ઘર મોગલ શહેનશાહના હકીમને છાજે એવું અતિ વિશાળ અને ભવ્ય ભુવન હતુ તેમને દરવાજે મારા પિતાએ આપેલા બે દરવાન બેસતા તેમનું બધુ ખર્ચ અમે આપેલી એક મોટી જાગીરમાંથી નભતું. હું નાની હતી ત્યારે, એક વખત બહાદુરશાહ પિતાની સાથે આ ગામ આવેલી, અને અમે આ હકીમને ઘેર સાંજે, મારા પિતાના માનમાં થયેલી મિજલસમાં ગયેલા; એ વખતે તેણે અમારી સાથે ફરીને તેનુ આખું મકાન અમને બતાવેલું.

અમે તેના ઘર પાસે આવીને ગાડુ છોડ્યુ મને પરિચિત મકાન જોઇને હું આશાભરી ગાડામાંથી નીચે ઉતરી, અને બિસતી મારફત દરવાનને ખબર કર્યા કે 'મીર સાહેબને કહો કે કુલસૂમ જમાની બેગમ આવ્યાં છે' અમે, બિસતી બળદ બાંધતો હતો ત્યાં બહાર ઉભાં.

અમે કેટલીયે વાર સુધી વાટ જોઇ, પણ દરવાન જવાબ લઇને પાછો ન આવ્યો. એટલે, હું તો, એનો કશો અર્થ કર્યા વિના, નુરમહાલ અને હાફિઝા બેગમને સાથે લઇ, માલિકની રજાથી દરવાજામાં પેઠી સામેજ ઓસરીમાં મીર ફૈઝઅલી બેઠેલા: જુને સામો દરવાન ઉભેલો. અમે એક બીજાને જોયાં. તેમને જોઇ મારી ઘણા દિવસ થયાં હસવુ ભૂલી ગયેલી આંખો જરા હસી, પણ તે મોઢુ ફેરવી ગયા હું સમજી, મારી આંખોના પડદા તૂટી ગયા મારી બધી આશાઓ તૂટી પડી. હું હતી ત્યાંની ત્યાંજ થંભી ગઇ.

દરવાને મારી પાસે આવીને કહ્યુ કે 'હકીમ સાહેબ તમને આશરો આપીને તેનાં ઘરબાર જપ્ત કરાવવાને તૈયાર નથી.' આવી નિષ્ઠુર કૃતઘ્નતા મે દુનિયામા પહેલી વખત જ જોઇ

« હવે ક્યાં જવું ? ફૈઝઅલી જેવા જીવનભર સાથે રહેનારા પણ તિરસ્કાર દેતા ન અચકાયા, તેમને એટલી આંખની શરમ પણ ન આવી હવે, આ ચોગમ સળગતા દાવાનળમાં, એથી વધારે નિષ્ટના અને વધારે બહાદુર માણસને ક્યાં શોધવો ? સાચે જ પ્રભુના તિરસ્કારાયેલા બધેથી તિરસ્કકાર જ પામે છે

ફૈઝઅલીના દરવાનના શબ્દોનો ધ્વનિ મારા માથામાં ગાજ્યા કરતો હતો 'તમારે માટે અમે આ ઘરબાર, આ માલમિલ્કત, આ સુખસમૃદ્ધિ, આ વિલાસવૈભવ ગુમાવવાને તૈયાર નથી!' એ શબ્દો તો આજે પણ મને સંભળાયા કરે છે ખુદા તેમના ઘરબાર અને તેમની સુખસમૃદ્ધિ અચળ રાખો!

હું તો ફૈઝઅલીના ચોગાનમાં ઉભી હતી ત્યાં સજ્જડ થઇ ગઇ, મારી સાથે આવેલાં નૂરમહાલ અને હાફિઝા પણ સ્થિર થઇ ગયાં, મારી આંખો નીચી નમી ગઇ, મારા પગમાંથી તાકાત ચાલી ગઇ—તે ધ્રૂજવા લાગ્યા. એમ થયુ કે ધરતીમાતા જગ્યા આપે તો અહીંઆ જ સમાઇ જાઉં. હું મારા પગ વતી ધરતી કોતરવા લાગી આવી નિરાશાની ઘડી જીવનમા પહેલી જ અનુભવી

આઘાતનુ ઝેર જરા ઉતર્યું અને હું જાગ્રત બની, મે ફરીવાર ફૈઝઅલીની ઓસરીમાં નજર ફેંકી આ વખતે મારી નજરમાં પ્રેમ ન્હોતો તેમ દયાયાચના યે ન્હોતી, આ વખતે તો, સર્વેથી સંતાપ પામેલી કોઇ નારી બેવફા અને બેરહમ જગત ઉપર શ્રાપ વરસાવે, એવા શ્રાપ મારી નજરમાંથી વરસતા હતા, કોઇ ઘવાયેલી વાઘણ, ઘાની કળ ઉતરતાં, શિકારીની સામે વેરની નજર માંડે, તેમ મારી નજરમાંથી વેરનો પ્રલયકારી વહ્નિ ઝરતો હતો પણ ફૈઝઅલી ઓસરીમાં ન્હોતા, તે તો અંદર ચાલ્યા ગયેલા

જરાવાર એ નિર્બળ કોપ કરી, અમે ત્યાંથી પાછા ફર્યા ભિસ્તી તેના પાડા ઉપર બેઠો બેઠો ઝોલા ખાતો હતો અને અમારા પુરુષો આરામથી બેઠા હતા તેમને મનમાં, આ પ્રકારનો કશો જ સંદેહ ન્હોતો તેમના દિલમાં તો, ઉલ્ટી, શાન્તિ હતી કે ફૈઝઅલી હમણાં જ પોતે તેડવા આવશે અને આપણે બધાં અંદર જઇશું.

અમને ઉતરી ગયેલે મ્હોંએ પાછા આવતા જોઇ તેમની શુદ્ધિ ઠેકાણે આવી તેમણે એકદમ હેબતાઇને પૂછ્યુ "આ શું?"

મે ટુંકો જ જવાબ આપ્યો "પ્રભુનો તિરસ્કાર પામેલા સર્વનો તિરસ્કાર જ પામે છે." મારાથી વિશેષ ન બોલી શકાયું. મારા દિલમા તીવ્ર દર્દ થતુ હતુ. હું તો ત્યાં જ નીચે બેસી ગઇ બિસતી પણ બેઠો થયો મારો એ ભાઇ બધુ સમજી ગયો

અમે સૌ ભૂખ્યા હતા. ફૈઝઅલીએ અમને એક ટંક ખાવાનું આપવાની પણ દરકાની ન બતાવી તેણે અમારો જે રીતે તિરસ્કાર કર્યો, તેથીજ મને તો બહુ લાગતુ હતુ તેણે અમને હર્ષથી આવકાર આપી, બે ઘડી બેસાડી, મિઠાશથી અને શાન્તિપૂર્વક તેની પોતાની સ્થિતિ કહી આપી હોત, તો જરૂર અમે તેજ ઘડીએ તેની રજા લઇને ચાલી નીકળત, અને અમારો સ્નેહસબંધ કાયમનો બની જાત, પણ તેણે તો અમને કૂળામાંથી, અને એક દરવાનની મારફત પાછા વાળ્યાં દુનિયામાં ભટકતાં ભટકતા મને જેટલા બેકદર અને નિષ્ઠુર મનુષ્યો મળ્યા છે, તેમા સૌથી વધારે બેકદર અને નિષ્ઠુર આદમી તરીકે હજીયે હું ફૈઝઅલીને નથી ભૂલી.

બિસતી બજારમા જઇ ખાવાનુ લાવ્યો સૌએ થોડુ થોડું ખાધુ, પણ હુ તો જરાય ખાઇ શકી નહીં મારો આવેશશીલ સ્વભાવ, તે દિવસોમાં, કેટલી યે વાર સુધી પછાડા ખાધો કરતો અને પછી જ થાકીને શાન્ત પડતો

બિસતીએ ગાડુ જોડ્યુ, અમે ઓરતો ગાડામાં બેઠી; અને આદમીઓ પેદલ ચલવા લાગ્યા. અમે ગામને બાહર આવી ઉભા ચાર રસ્તાઓમાંથી હૈદરાબાદનો રસ્તો કયો એ પાસેથી નીકળતા ગામલોકોને પૂછ્યુ અને અમે એ માર્ગ લીધો.

ત્રણ દિવસની મુસાફરી પછી અમારા માર્ગમાં એક વિશાળ નદી આવી. ત્યા. કોયલના નવાબની ફોજ પડી હતી

પહેલાં તો અમે અમારી જાતને છુપાવવા પ્રયત્ન કર્યો અને કોઇ મિસ્કીન મુસાફરો હોઇએ એ રીતે, 'નવાબની નજરે આવ્યા વિના, ચુપચાપ, નદી ઉતરી ચાલ્યા જવાનું ઠરાવ્યું'

પણુ ત્યાં તો, નવાબને, કોણ જાણે કઇ રીતે, ખબર પડી ગઇ કે અમે તો બાદશાહના ફરજન્દ છીએ નવાબ સાહેબે અમને તેમના તંબુમાં બોલાવ્યા. અમને આવકાર આપી, અમારા દુઃખમાં દિલાસો દીધો. અંગ્રેજ લશ્કર આવતુ હતું, તેની સામે યુદ્ધ કરવા તેનું લશ્કર પડાવ નાખીને પડ્યું છે એ વાત કરી અને અમારી સલામતીને માટે તત્કાળ નદી ઉતરી ચાલ્યા જવા સલાહ આપી.

નવાબે અમારી સરસ ખાતરી કરી. અમારે માટે ભોજનના થાળ મંગાવ્યા અને અમારી સાથે બેસીને અમને જમાડ્યા. ત્યાર પછી તેમણે બે હાથીઓને તૈયાર કરીને લાવવા નોકરને આજ્ઞા કરી. અમને બધાંને એ હાથીઓ ઉપર સ્વારી કરાવી નદી ઉતરાવી.

અમે હજી નદીને સામે તીરે જતાં પહોંચ્યાં, ત્યાં તો અંગ્રેજોની ફોજ આવી પહોંચી નવાબ અને અંગ્રેજોના લશ્કરની તરવારો અથડાઇ.

મારા પતિ અને મીરજા ઉમર સુલતાનની, એ યુદ્ધ-મેદાન જોઇને, પાછા જઇ નવાબની સાથે મળી જવાની ઇચ્છા થઇ. પરંતુ નવાબના રસાલદારે તેમને આ ઘડીએ તો ઓરતોની સંભાળ લેવાની સલાહ આપી અને એજ વ્યાજબી હતું.

રિસાલદાર તેના હાથીઓ લઇ એકલો પાછો વળ્યો અમે પાસેના ખેતરોમાં ચાલ્યાં ખેતરોમાં માથોડા ઉંચા પાક ઉભા હતા. અમે તેમાં સંતાઇ ગયાં બિસતી હજી સામે તીર હતો. અને તેની ચિન્તા થવા લાગી.

એવામાં અચાનક સામે તીરથી અમારા તરફ એક ગોળી આવી. તે અમને તો ન લાગી. પણુ ઉભેલા સુકા પાકને તેણે દા' લગાડ્યો.

અમે ખેતર સળગતું છોડીને આગળ ભાગ્યાં અમને ભાગતાં યે નહોતુ આવડતું. ઘાસમાં ઠેબાં ખાતાં પડતાં, પાછા ઉભા થતાં, બધી શક્તિ ભેગી કરીને આગળ દોડતાં અને વળી ત્યાં પાછું ઠેબું ખાઇને નીચે પડતાં

ભાગતા ભાગતાં મારા માથા ઉપરથી ચાદર સરી પડી. એટલે હું તો ઉઘાડે માથે, થડકતે કાળજે અને હાથમાં ઝીનતને ઉંચકીને હાય પોકારતી ચાલવા લાગી. ઝીનત તો બિચારી મુડદુ થઈને મારી કેડે વળગી રહી હતી નુરમહાલ બેગમના પગમાંથી લોહી ચાલ્યા જતાં હતાં. રહીમ અમારી પાછળ ચાલતા અને અમારું રક્ષણ કરતા

ખેતરની બહાર નીકળ્યાં ત્યાં તો મને ચક્કરી આવવા લાગી અને નુરમહાલ બેગમ તમ્મર ખાઈને નીચે પડી ગયાં. તેમને મૂર્છા આવી હાફિઝા અને હું થાક ખાવા નીચે બેસી ગઈ.

ખુદાએ અમારી અમીરી લઈ લીધી અને અમને ગરીબી આપી, અમને ફકીર બનાવી દીધાં. પણ ગરીબને કે ફકીરને જે શાન્તિ હોય છે, તે શાન્તિ પણ અમને નહોતી. એક પળ પણ અમે જંપી નહોતા શકતા, એક ક્ષણ પણ અમારો થડકો બેસતો નહોતો.

બન્ને ફોજો લડતી લડતી આગળ નીકળી ગઈ; એટલે બિચારો એક હોડકામાં ગાડું નાખી આ કાંઠે આવ્યો. તે ગાડું જોડી અમને શોધતો શોધતો અમારી પાસે આવી પહોંચ્યો.

મીરઝા ઉમર સુલતાન, બિસ્તી પાસેથી વાસણ લઈ, પાસેથી પાણી ભરી આવ્યા. મારા કપડાનો છેડો પલાળીને, મેં ઝીનતના મ્હોં ઉપર એ કપડું મૂક્યું. ઝીનત જાગી. નુરમહાલ બેગમના મ્હોં ઉપર પણ પાણી છાંટ્યુ. તેમની મૂર્છા વળી. સચેત બનીને તે પોકે રોવા લાગ્યાં તેમની વેદનાનો રસ બનીને આંખો વાટે અશ્રુરૂપે વહેવા લાગ્યો.

નુરમહાલ બેગમના આંસુ કેમેય અટક્યા નહીં: તેમણે કોઈ અતિ ભયાનક દૃશ્ય જોયું હોય તેમ તેમના ચ્હેરા ઉપરથી દેખાતું. તે કંઈક બોલવા મથતા હતાં, પણ તેમનાથી બોલી શકાતું નહોતું. આખરે ઝીભ ઉપડી:

“ હમણાં જ મેં સ્વપ્નમાં તમારા પિતાને જોયા. તેમના હાથમાં હાથકડીઓ હતી અને તેમના પગમાં જંજીરો હતી. અને તો યે તે આંખોમાંથી અમી વરસાવતા ઉભા હતા. તેમને એ દશામાં

મેં દૂરથી જોયા. જોતાં જ મારા કાળજામાં ઊંઇનું કાંઇ થઇ ગયું. હું દોડી અને તેમની પાસે જઇ તેમના પગ ઝાલીને બેસી ગઇ. થોડે દૂર શીરંગી સિપાઇઓ ફરતા હતાઃ પણ તેમણે કોઇએ મને કંઇ પૂછ્યું નહીં કે અટકાવી નહીં.

"હું થોડી વાર સુધી બેસી રહીઃ ત્યાં તો ઉપરથી મારા કપાળ ઉપર એક અશ્રુનું બિન્દુ પડ્યું. મેં ઉંચુ જોયું તેમની આંખોમાં પાણી ઉભરાતાં હતાં. આ આંસુ તે તેમની કેદીની દશા માટે રૂદન નહોતું: પણ પશ્ચાતાપનો પાવનકારી અશ્રુ–પ્રવાહ હતો એમ મને તેમના ચમકતા ચ્હેરા ઉપરથી લાગ્યુ. તેમણે મારી સામે જોયું અને બોલ્યાઃ ' નુરમહાલ, ગભરાતી નહીં. ખુદાએ જે લખી રાખ્યું હશે તે બન્યું: હું તો આ જંજીરોને મારા બંધનની સાંકળો નહીં, પણ મારી મુક્તિની મંગળ પુષ્પમાળા સમજું છું, જાણે આજે હું છુટ્યો અનેક માણસોને મે દુઃખ આપ્યું: અનેકને મે અન્યાય કર્યો: આજે એ બધા પાપમાંથી જાણે છુટ્યો. મારાં એ મખમલનાં બિછાનાથી મને આ કઠણ જમીનનું બિછાનું વધારે મીઠું લાગે છે હું તો હવે ખુદાના દરબારમાં જવાની તૈયારીઓ કરી રહ્યો છું તને કે કુલસુમને ફરીથી કદાચ નહીં મળી શકું. મારી ઘણીયે ઇચ્છા છે કે કુલસુમને એક વાર મળુ, એક વાર જીવતને ખોળામાં બેસાડું–અને પછી ચાલ્યો જાઉં...' તેમના મ્હોંમાંથી શબ્દોની ધારા ચાલી જ જતી હતી · એ સાંભળી સાંભળીને મારા હૈયામાં નવાં તીર ભોંકાતા હતાં. ત્યાં તો ઉપરથી ઠંડા પાણીની ધારા મારા માથા ઉપર પડી અને મારી આંખો ઉઘડી ગઇ તો યે એક છેલ્લો શબ્દ મને સંભળાયો. બાદશાહ 'કુલસુમ કુલસુમ' એમ બુમો પાડતા હતા હજીયે તે મારા કાનમાં સંભળાય છે "

એટલું બોલીને નુરમહાલ બેગમ પાછા રડવા લાગ્યા હું પણ મારા પિતાના દેહ ઉપર વજ્રજંજીરો પડ્યાની વાત સાંભળી હેરાન હેરાન થઇ ગઇ. મને શીરંગી નામને માટે તિરસ્કાર છુટ્યો મારા મ્હોંમાંથી ચીસ નીકળી પડી.

"નુરમહાલ મા, સાચેસાચ મારા પિતાને જંજીરો પ્હેરાવી છે ? બહાદુરશાહ બાદશાહને એક સામાન્ય બન્દીની માફક બન્દીગૃહમાં મોકલી દીધા છે ! હાય ! "

સમધન હાફિઝાના મ્હોંમાંથી પણ એજ શબ્દો નીકળી પડ્યા.

મીરઝા ઉમર સુલતાને અમને બધાંયને શાન્ત કર્યાં. તેમને નુરમહાલને સમજાવી રોતાં અટકાવ્યાં; હાફિઝાને હિમ્મત આપી, અને મારા મનનું સમાધાન કર્યું. તેમણે કહ્યું.

" બાદશાહો બાદશાહો સાથે આવો વ્યવહાર ન કરે. અને આ તો માત્ર સ્વપ્નું છે સ્વપ્નાં કાંઇ સાચાં હોય છે? બહાદુરશાહના પગમાં જંજીરો યે નહીં હોય ને હાથમાં હાથકડીયો યે નહીં હોય. તેમને તો બાદશાહી રીતે જ રાખવામાં આવ્યા હશે એ રાજધર્મ છે "

હું એ ન માની શકી કે કોઇ એ ન માની શક્યું. અગ્રેજોના જ ત્રાસથી ત્રાસીને અમારે રાતો રાત નાસવું પડ્યું હતું, અને આખે રસ્તે અગ્રેજોના જ નામની ધાક બોલતી હતી–એનો હું વિચાર કરતી હતી ત્યાં તો હાફિઝાએ કહ્યું.

"વાણિયા પાસેથી બાદશાહી વ્યવહારની આશા કેમ રાખી શકાય? તેઓ તો બાદશાહના માથાના પૈસા ઉપજે તો તે પણ દિલ્હીની બજારમાં વેચવા નાકશે. મુવા ફીરંગા જેવા વાણિયા મે ક્યાંય ન જોયા "

આ બધો વખત મારા પતિ શાન્ત બેઠા હતા. તેમને અતરમાં તીવ્ર દર્દ થતું હતું એમ તેમની ગંભીર પણ ગમગીન મુખમુદ્રા ઉપરથી લાગતું તે અમારો નિરર્થક કલેશ ન સહી શક્યા તેમણે જરા ગુસ્સો કરી અમને આ વ્યર્થ શોકિતહાસ કરતાં અટકાવ્યા તેમણે અમને તૈયાર થવાનું કહ્યું

બિસતી પણ શાન્ત બેઠો હતો તે પણ ઉભો થયો તેણે અમને ગાડા ઉપર બેસવા કહ્યું. અમે બેઠાં અને ગાડું ચાલ્યું જીન્નત ઉંઘતી હતી

થોડે દૂર ગયાં ત્યાં તો સાંજ પડી; અને અમે એક ગામને પાદર જઇને ગાડું છોડ્યું. એ ગામમાં મુસલમાન રાજપૂતોની વસ્તી હતી.

હું, નુરમહાલ, હાફિઝા અને મીરઝા ઉમર સુલતાન ત્યાં પાદર

ાડા અને બિસતી અને મીરજા ઉત્રાફિદોન ગામમાં ગયા. તેઓએ
ાક રાતને માટે ત્યાંના નંબરદારનું છાપરું માગી લાવ્યા.

અમે સૌ ત્યાં ગયાં. બળદને બહાર બાંધ્યા અને અમે એ છાપરામાં
ાઠાં છાપરું જૂનું અને બળદોને બાંધવાની કોઠ તરીકે વપરાતું હોય
તેમ મને લાગ્યું. તેમાં ભોંય ઉપર ઘાસ પાથરેલું હતું અને સામે એક
ખુણામાં લીલા ઘાસનો ઢગલો પડયો હતો. તેમાં, અંધારામાં ચમકતા
તંગીઆ દેખાતા. નાનો પણ નયનહર દીવો પેતાની છાતી
ઉપર રાખી, દોડાદોડ કર્યા કરતા એ પતંગીઆઓને જોઇ ઘડીભર હું
મારૂં દુઃખ વીસરી ગઇ.

આ છાપરાના માલિક નંબરદારે અમારી સારી બરદાશ્ત
કરી તે અમને ઓળખતો હતો કે નહીં, તેની મને અંત સુધી
ખબર ન પડી. પણ તે આખી રાત અમારી સાથે રહ્યો બિસતીની
સાથે જઇ તેને તેણે ગામમાંથી રોટલા અને ચટણી અપાવી દીધાં
પોતાને ઘેરથી તે ફાનસ લઇ આવ્યો. એ ઝાંખા પ્રકાશમાં, પત-
ગીઆઓની ગમ્મત જોતા અમે ખાધું.

જીનતને માટે દૂધ મંગાવવાનું ભૂલી ગયેલી. તે જીનત જાગી
અને રડવા લાગી, ત્યારે મને યાદ આવ્યું. કાળી રાતે દૂધ ક્યાંથી
મળે? બિસતીને મેં કહ્યું. તેણે નંબરદારને વાત પહોંચાડી. તે ભલો
આદમી એ વખતે પોતાને ઘેર ગયો અને તેની બકરીને દોહીને
વાટકો ભરી દૂધ મારી પાસે મૂક્યું. જીનત તેમાંથી ભાવે તેટલું
પીધું, પાછી ઉંઘવા લાગી. હમણાં તે બહુ ઉંઘતી તેથી મને સગ-
વડ રહેતી તે બિચારી રમ્મત ગમ્મત તો સાવ ભૂલી જ ગઇ હતી.
દિલ્હીથી અમે હૈદરાબાદ પહોંચ્યાં ત્યાં સુધીમાં એક વખત પણ તે
ભાગ્યે જ હસી હશે.

ખાઇ પીઇને, બિસતી અને નંબરદાર બહાર સૂતા અને
અમે બધા અંદર સૂતા. અંદરની વેદનાને કારણે કે એ ઘાસની શૂળો
શરીરમાં ભોંકાતી હતી તે કારણે, મને આખી રાત ઉંઘ આવી નહીં.
મારી આંખોને આખી રાત, જંજીર અને હાથકડીઓ પહેરીને ઉભેલા

મારા પિતાજી જ દેખાયા કર્યા હું આંખો બંધ કરીને પડી રહું તો યે એ છબી દેખાય અને આંખો ઉઘાડીને જોઉં તો યે મારી સામે એ જ આકૃતિ તરે. ખૂબ પ્રયત્ન છતાં, મારા દિલમાંથી એ વાત નીકળી નહીં.

નંબરદારે બિચારાએ અમારી ખાતરી કરવાની બુદ્ધિથી અમને એ છાપરાની અંદર સુવાડયા હશે; પણ અર્ધીક રાત ગઈ હશે ત્યા તો જુઆ અને મચ્છરોના જૂથે અમારા ઉપર મારો ચલાવ્યો અને અમને બધાયને પથારીમાં બેઠા કરી દીધા. એ વખતે ક્યાં જવું ? એટલે અમે થોડીવાર બેસતાં અને થોડીવાર એ ખડની પથારી ઉપર આળોટતા. એમ આખી રાત ઉજાગરામાં જ ગાળી. જીવનમા આ નવો અનુભવ થયો આ વખતે મારી સામે જરીના સુવાળા ગાલીચા દેખાતા. પણ હું દૃઢ બનીને એ સામે આંખો મીંચી જતી

સવારે અમે ઉઠયા ત્યારે અમારા શરીર ઉપર ફોલ્લા ફોલ્લા થઇ ગયા હતા. એ જોઇને નંબરદાર જરા ઝંખવાણો પડી ગયો. તે માફી માગતો હોય તેમ ચુપચાપ અમારી પાસે ઉભો રહ્યો તે પોતે હંમેશા તે છાપરામા સૂતો અને અમને બહારની ઉંડી હવા કરતાં, અંદર વિશેષ આરામ મળશે એમ તેણે માનેલું તેની એ માન્યતા ખોટી પડેલી જોઇ. તે અમારી સાથે રહ્યો ત્યાસુધી શરમાતો જ રહ્યો.

અમે તેને ઘેર ગયાં અને ત્યાં સવારની ક્રિયાઓ કરી. અમે કેટલાય દિવસથી ન્હાયા ન્હોતાં, તે આ નંબરદારને ઘેર ઉંને પાણીએ, ખુબ આરામથી ન્હાયાં અમારી પાસે ન્હાઇને બદલવાનાં કપડાં ન્હોતાં, એટલે ન્હાવા માટે પણ તેણે કપડાં આપ્યાં. એ પછી, અમે તેને ત્યાં ઉના રોટલા અને જાડી છાશ જમ્યાં. તે બધો વખત તે અમારી હાજરીમાં ખડો જ રહ્યો. અમારા મ્હોંમાંથી શબ્દ નીકળે તે પહેલાં તો તે તે ઉપાડી લેતો. ગામડાંના માણસો આટલા પ્રેમાળ, આટલા ભલા, આટલા ભાવિક હોય છે તેનો અહીંયા બીજો પરિચય થયો. તેના એક અપ્રતિમ દૃષ્ટાંત સમો બિલાતી તો અમારી

સાથે જ હતો, અને બીજે આ નંબરદાર કશીયે પીછાન વિના તેઓ આટલી સ્વાગતા કરે એ મને તો સાચે જ તાજુબી લાગતી ક્યાં ફૈઝઅલી અને ક્યાં આ નંબરદાર !

જમી રહ્યા પછી જવાને માટે અમે ગાડુ જોડતાં હતાં, ત્યારે, વાતવાતમાં તેને ખબર પડી કે અમે બાદશાહનાં ફરજન્દ છીએ, અમારી અઢળક સમૃદ્ધિ આજે દિલ્હીની બજારમાં લૂંટાય છે, એ સમૃદ્ધિનો સ્વામી હાથમાં અને પગમાં જંજીરો પ્હેરીને આજે કેદખાનામાં પડયો છે, અને અમે ભિખારી બની ભટકીએ છીએ. એ સાંભળી તેની મમતા વધી તેણે અમને એક દિવસ વધારે રહેવા આગ્રહ કર્યો, પણ અમે ન રોકાયા

અમે ગાડામાં બેઠાં, એટલે તે અમને જરા થોભવાનુ કહી, પોતાને ઘેર દોડયો અને કપડામાં છ મોટા મોટા રોટલા બાંધીને બિસ્તીને સોંપ્યા અને છાપરામાંથી લીલું ઘાસ કાઢીને બળદો માટે ગાડામાં પાથરી દીધુ

અમે ગાડુ હંકાર્યું તે તેની ડાંગ ખભે નાખી અમને વળાવવા પાદર સુધી આવ્યો અમે એક બીજાને અતિ ભાવપૂર્વક સલામ કર્યા. અને તેને પાછા વળવા કહ્યુ તે ત્યાં ઉભો જ રહ્યો અને અમે ગાડું ચલાવ્યુ જ્યાં સુધી અમે દેખાયાં, ત્યાં સુધી તેની ભીની આંખોએ તે અમારી સામે જોયા કરતો ઉભો જ રહ્યો. હુ પણ ચડતા સૂર્યના પ્રકાશમાં થોડી થોડી વારે તેની સામે જોતી અને મને ધીમે ધીમે અસ્પષ્ટ થતી જતી એ સ્થિર મૂર્તિ દેખાતી

એ રીતે, વિવિધ અનુભવો કરતા—કોઇ ગામનું આતિથ્ય ચાખતાં, કોઇની બેપરવાઇ નોંધતાં, કોઇનો તિરસ્કાર પામતાં, અમે હૈદરાબાદ પહોંચ્યાં.

અમે તે દિવસે જંગલમાં લૂંટાયાં, ત્યારે મારા હીરા અને જન્નતની મોતીની માળા, નુરમહાલ બેગમનો લીલમનો હાર અને સમખન હાફિઝાનાં જરીનાં વસ્ત્રો—એ બધુ લૂંટાયું હતુ, પણ મારા પતિની આંગળીએ લોઢાની જેવી લાગતી એક વીંટી રહી ગઇ હતી

તેની અંદરની બાજુએ એક મૂલ્યવાન હીરો હતો તે લૂંટારાઓની દ્રષ્ટિએ નહીં પડેલી, કે તેની અમને કોઇને ખબર ન્હોતી. મારા પતિએ તે સાચવી રાખેલી. હૈદરાબાદમાં આવી પોતે તે વટાવવા ગયા ચિથરેહાલ માણસની પાસે આવો હીરો જોઇ, પહેલાં ઝવેરીઓને શંકા પડી અને મારા પતિએ પણ પહેલાં તો કોઇને પોતાની સાચી પિછાન આપવાની ના પાડી અન્તે જ્યારે એક ભદ્ર ઝવેરીએ ભાવપૂર્વક પિછાન માંગી, ત્યારે તેને બધી વાત કહી. તેણે એ હીરાના બે હજાર રૂપિયા આપ્યા તેણે મૂલ્યથી વધારે આપ્યું કે ઓછું આપ્યું તે મને ન સમજાયું

અમે સીતારામ પીઠમાં એક ઘર ભાડે લીધું, અને તેમાં રહ્યા બિસતીને એક હજાર રૂપિયા આપી, મારા પતિએ વિદાય આપવા માંડી પણ તેણે રૂપિયા લેવાની સાફ ના પાડી. જવાનું તેને પોતાને પણ ન્હોતું ગમતું તેને જવાનું કહેવાનું મને પણ ન્હોતું રૂચતું અમારી સાથે થોડો વખત તે ભલે રહે એમ મને થતું.

અમે પાછા શ્રીમંત બની ગયા અને શ્રીમંતની જેમ રહેવા લાગ્યા અમારે સૌને માટે સારાં સારાં વસ્ત્રો લીધાં, ઘર વસાવવાને સામાન લીધો, અને એક નોકર રાખ્યો તોયે અમારી પાસે રૂપિયા વધ્યા.

બિસતી અમારા સુખના દિવસોમાં એક માસ અમારી સાથે રહ્યો પછી, જીવ ન્હોતો ચાલતો તોયે, તેને જવા દીધો મારા પતિએ ફરી વાર રૂપિયા આપવા માંડ્યા પણ તેણે ન લીધા. તેની બધી મુડી અમને હૈદરાબાદ પહોંચાડવામાં ખર્ચાઇ ગઇ હતી: પાસે વાટ ખર્ચી પણ ન્હોતી રહી. એટલે અંતે બહુ આગ્રહ કરીને થોડા રૂપિયા તેની સાથે દીધા. બિસતી ગયો—જતી વખતે જાતને આંસુથી નવરાવી, અમને બધાયને જાણે એક સગો ભાઇ કાળે પાણીએ જતો હોય એટલું દુ:ખ કરાવી, તે ગયો. ત્યારપછી મેં પાછો તેને હજી સુધી જોયો જ નથી ખુદાની આ ધરતી ઉપર બિસતીઓ બહુ થોડા જ હશે! અમારા નોધારાના એ આધારને, મારા એ ભાઇને ખુદા કરોડ વરસનો કરે!

હૈદરાબાદમાં અમને ત્રણેક માસ થયા ત્યાં અમારી પાસેના લગભગ બધા પૈસા ખર્ચાય ગયા. હવે નિર્વાહ કેમ કરવો, એ પ્રશ્ન અમારી સામે આવ્યો ફાડીને ઉભો

આટલા સમયમાં અમને કોઇની સાથે પિછાન ન્હોતી થઇઃ અમે 'હૈદરાબાદ નગરમાં રહેતાં, પણ જાણે સાવ નિર્જન અટવીમાં રહેતાં હોઇએ એવી રીતે. અમને અહીં પણ અંગ્રેજોની બીક લાગતી. એટલે અમારા સુખદુ:ખમાં સમભાગી બની શકે એવા અમારે ન્હોતા કોઇ મિત્ર કે ન્હોતા કોઇ સ્નેહી

પણ મારા પતિએ માર્ગ શોધી કહાડયો તે ઉર્દુના સરસ લેખક હતા તેમણે એક પ્રભાતે સરસ્વતી માતાની સ્તુતિ કરી, નિર્વાહ અર્થે કલમ ઉપાડી પ્રથમ, તેમણે 'દરદ શરીફ' નામનુ કાવ્ય 'હેરાન'ના તખલ્લુસથી લખ્યુ.

તે લઇને તે ચાર મિનારા ઉપર ગયા. ત્યાં હંમેશાં શાયરો અને સાહિત્યકોનું સંમેલન થતું ત્યાં સાહિત્યરસિક પ્રેક્ષકોની પણ મંડળી જામતી. ત્યાં લેખનો ખરીદનારા વેપારીઓ પણ આવતા મારા પતિનુ આ પ્રથમ કાવ્ય સૌની અતિ પ્રશંસા પામ્યુ. છતાં યે તેનુ મૂલ તો બહુ ઓછુ જ ઉપજ્યુ એક વેપારીએ રૂા. ૨૫ આપી તે ખરીદી લીધુ. પછી તો મારા પતિ કાવ્યો અને ગદ્ય લેખો લખ્યા કરતા અને વખતે ઓછે ભાવે વેચી આવતા. ફરીવાર અમારી દુનિયામાં ચાંગમ પ્રકાશ પ્રકાશ થઇ રહ્યા.

અમે સીતારામ પીઠમાંથી દરોગા અહમદના મકાનમાં રહેવા આવ્યા. આ અહેમદ નિઝામશાહનો ખાસ નોકર હતો.

થોડા દિવસ પછી, ખબર આવ્યા કે મોગલ રાજકુમારોને આશ્રય આપનાર નવાબ લશ્કરજંગ ઉપર અંગ્રેજોનો કોપ ઉતર્યો છે અને તેને અને મોગલ રાજકુમારોને કેદ કરવાને અંગ્રેજના માણુસો, આખા દેશમાં ઘુમ્યા કરે છે. આ સાંભળી અમે બહુ ગભરાયા. કેટલાય દિવસ સુધી મે મારા પતિને બહાર ન નીકળવા દીધા એટલે વળી નિર્વાહની ચિન્તા થવા લાગી.

મારા પતિએ એક નવાબના દીકરાને કુરાન શીખવવાની બાર રૂપિયાની નોકરી સ્વીકારી. એ બાર રૂપિયામાં, ગરીબ માણુસો રહે એ રીતે અમે અતિ કરકસરથી ગુજારો કરવા લાગ્યાં

એ દિવસોમાં મિયાં નિઝામુદ્દીનને અમારી ખબર પડી. મિયાં નિઝામુદ્દીન હઝરત કાલે મિયાં સાહેબ ચુસ્તી નિઝામી ફખરીના પુત્ર હતા. કાલે સાહેબ દિલ્હીના સમ્રાટ અને નિઝામશાહના ગુરૂ હતા. એટલે તેમનું અને તેમના પરિવારનું સર્વ સ્થળે અતિ સન્માન થતું. માનવીના જીવનમાં જે જોઈએ તે બધું તેમને હતું

એક રાતે નિઝામુદ્દીન અમારે ઘેર આવ્યા. લાલ કિલ્લામાં આવતા, ત્યારે હું તેમને મખમલને આસને બેસાડતી, અને અહિંયાં મેં તેમને જાજમ ઉપર બેસાડ્યા. અમારી આ દશા જોઈ એ બહુ રોયા તેમણે અમારા બધા ખબર પૂછી લીધા. અને મેં પણ બધી વાતો દિલ ખોલીને કહી આપી

તેમણે આ બધી વાત નિઝામશાહને પહોંચાડી. બીજે દિવસે સમાચાર આવ્યા કે અમારા બધા ખર્ચનો પ્રબંધ થઈ ગયો છે સાથે નિઝામુદ્દીન સાહેબનો એ પણ સંદેશ આવ્યો કે અહીંયા રહેવું હોય તો ખુશીથી રહો, અને મક્કા શરીફ હજ પઢવા જવું હોય તો ત્યાં પણ જઈ આવો. આ સાંભળી અમારું અંતર નાચવા લાગ્યું તૈયારીઓ કરી અમે મુંબાઈ પહોંચ્યાં અને જહાજમાં બેઠા

અમારી સાથે કેટલાય યાત્રીઓ હતા. તેમાંથી જેમને જેમને ખબર પડતી કે અમે દિલ્હીના બાદશાહના ફરજન્દ છીએ, તે અમને જોવાને અમારી પાસે દોડ્યા આવતા. અમે સાધુઓ પહેરે તેવાં લાલ વસ્ત્રો પહેર્યાં હતાં. એક હિન્દુ વેપારી ધણું કરીને એડન જતો હતો. તેણે અમને આ સાધુના વેશમાં જોયાં અને અમારો વૃત્તાન્ત સાંભળી રોવા લાગ્યો. આખી મુસાફરી દરમ્યાન અમારી ફકીરી ઉપર લોકોએ પાણી પાડ્યાં અને અંગ્રેજો ઉપર શાપ વરસાવ્યાં.

અમે મક્કા પહોંચ્યાં. અલ્લાહ મિયાંએ અમારા ઉતારાની બધી ગોઠવણ કરી રાખી હતી. અબ્દુલ કાદિર અમને લેવાને સામો આવ્યો હતો. તે મારો જૂનો નોકર હતો. મેં તેને ખર્ચ આપીને વર્ષો પહેલાં મક્કા મોકલ્યો હતો. મક્કા આવી, થોડા વખતમાં તે બહુજ ધન કમાયો હતો અને પયગમ્બરની ભૂમિમાં જ જીવનભર

રહેવાનો નિશ્ચય કરી મક્કામાં જ રહેવા લાગ્યો હતો. અમને જોઇને તે હર્ષઘેલો બની ગયો અને અમારા પગમાં પડી ગયો અમે સૌએ તેના અતિ આગ્રહથી, તેના મકાનમાં ઉતારો રાખ્યો.

થોડા દિવસ અમે મક્કામાં રહ્યા ત્યાં મક્કામા રહેવા આવેલા સુલતાન રૂમના નવાબને ખબર પડી કે, દિલ્હીના બાદશાહની દીકરી આવી છે તે બધાની સાથે કોઇ પણ પ્રકારના પડદા વિના વાતો કરે છે. તેણે અબ્દુલ કાદર મારફત મારી મુલાકાત માગી. મે તેનો સ્વીકાર કર્યો તેણે અમારે ત્યાં આવી અમારી સાથે અતિ માનમર્યાદાથી વાતો કરી જતાં જતાં તેણે અમારા આગમનના સમાચાર ખુદ સુલતાનને આપવાની તેની ઇચ્છા અમને .કી. મેં તે તરફ સાવ બેપરવાઇ બતાવી.

નવાબે અમારા ખર્ચને માટે જોઇએ તેટલા નાણા અમને મળ્યા કરે એવી વ્યવસ્થા કરી. અમારા ઉપર ચારે કોરથી ખુદાની મહેર વરસવા લાગી અમે હૈદરાબાદથી પણ પુષ્કળ ધન લાવેલા. એટલે એમ અતિ સુખમાં, અમે નવ વર્ષ મકક . l રહ્યા અને એક વર્ષ નજફ અને કરબલામાં ગયું.

ત્યા તો અમારૂં દિલ દીલ્હીને માટે આતુર બન્યું. અમે દીલ્હી આવ્યાં બધુ શાન્ત થઇ ગયેલુ. અંગ્રેજોને ધ્વજ અમારા મહેલ ઉપર નિરંકુશ ફરકતો હતો. અમને ઓળખી, અમે નિર્દોષ છીએ એવી ખાત્રી કરી, અંગ્રેજ સરકારે અમને માસિક રૂ ૧૦ ની ખોરાકી બાંધી આપી. ખુદ બાદશાહની પુત્રને, તેની આખ ભારત વર્ષમાં પથરાયેલી દોલતમાંથી માત્ર રૂ. ૧૦ નો જ હક્ક ' ! એ સાભળી હસી—પણ એ હાસ્યની પાછળ ઉંડી વેદના બળતી હતી.

* * *

મારા પતિ પાછુ લેખન કાર્ય કરે છે, અમને નિઝામુદ્દીન સાહેબની પણ સ.રી સહાય છે, એટલે અમે દિલ્હીના એક પરામાં સામાન્ય રીતે સુખથી રહીએ છીએ. પણ મારા પિતાના લાલ કિલ્લા ઉપર ઉડતો એ અંગ્રેજનો વાવટો હમેશાં હુ જોઉં છું અને એ જોઇને મારી આંખોમાં ભડકા સળગે છે.

## સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી

એટલે

રાષ્ટ્રની સ્વાધીનતાનું સાહિત્ય
સ્વાતંત્ર્યની લડતોના ઇતિહાસ
સાહિત્યમાં સ્થાન પામે એવી કૃતિઓ

*

તેના ગ્રાહકો જેટલા વધારે તેટલા
વધારે પ્રાણવતાં તેના પુસ્તકો.

લવાજમ

વાર્ષિક રૂ. પાંચમાં
સંગીન લેખનના ૧૫૦૦ પૃષ્ઠો.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપુર : કાઠિયાવાડ